## નવયુગ ગ્રંથમાળા

### વર્ષ ૪ થું



### વર્ષ ૫ મું



### વર્ષ ૬ ઠ્ઠું



### વર્ષ ૭ મું



### વર્ષ ૮ મું



નવયુગ પુસ્તક ભંડાર : રાજકોટ

નવયુગ પુસ્તક ભંડાર : : પુસ્તક સંખ્યા : ૧૧૫

સૌરિન્દ્રમોહન મુખોપાધ્યાય કૃત

# ના રી

[ સામાજિક નવલકથા ]

: અનુવાદક :

'બાજીગર'

કિંમત રૂા. બે

: પ્રકાશક :

નવયુગ પુસ્તક ભંડાર
બુકસેલર્સ અને પબ્લીશર્સ
રાજકોટ : : : [ કાઠિયાવાડ ]

આવૃત્તિ ૧ લી ] ∴ જુન : ૧૯૪૨

—: ન વ યુ ગ ગ્રં થ મા ળા :—

વર્ષ ૧૦ મું ∴ પુસ્તક ૧ લું



: લવાજમ :

[ એક હજાર પાનાના ત્રણથી ચાર પાકા પૂંઠાના પુસ્તકો ]

| દેશમાં | બ્રહ્મદેશમાં | પરદેશમાં |
|---|---|---|
| રૂપિયા ચાર | રૂપિયા સાડાચાર | શિલિંગ આઠ |

: પ્રકાશક :
જયંતિલાલ રે. દોશી
નવયુગ પુસ્તક ભંડાર
રાજકોટ : [કાઠિયાવાડ]

: મુદ્રક :
મણિલાલ છગનલાલ શાહ
નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ
ઘીકાંટા રોડ : અમદાવાદ.

.........કથા સમ્રાટ શ્રીમાન સૌરિન્દ્રમોહન મુખોપાધ્યાયની કલાનો પરિચય ગૂજરાતને થઈ ગયો છે. ગૂજરાતના વાચક વર્ગે શ્રી સૌરિન્દ્રબાબુની ભવ્ય કલ્પનાને પિછાની છે. શ્રી સૌરન્દ્રબાબુ આજે બંગાલમાં મશહૂર છે. તેમ ગૂજરાતના વાચકો સામે પણ મશહૂર બન્યા છે. એમનો વિશેષ પરિચય એમની કથાઓ પાછળ રહેલી ભવ્ય કલ્પના અને શક્તિમાંથી જ મળી રહે છે.

'નારી' એમનું અત્યુત્તમ સર્જન છે. શ્રી સૌરિન્દ્રબાબુની પ્રત્યેક કથાઓ જૂદા જૂદા પ્રશ્નોને સમાજ સામે રજૂ કરે છે. તેમ આ કથા પણ સમાજ સામે નારી જીવનના પ્રશ્નોને વલોવાતા મૂકી જાય છે. અને એ બધા પ્રશ્નો કોઈ કાળે 'જૂના' બને એવા નથી.

શ્રી સૌરિન્દ્રબાબુની અન્ય કૃતિઓ ગૂજરાત સામે રજૂ કરવાની મારી ઉમેદ ઉત્તરોત્તર વધતી જાય છે: સૌરિન્દ્રબાબુના પુસ્તકો માટે વાંચક વર્ગની મોટી માગ છે, અને પહેલું પુસ્તક 'ગૃહત્યાગ' નવયુગ પુસ્તક ભંડારે ૧૯૪૦ માં છપાવેલ ખલાસ થઇ ગયું છે, અને તેની સતત માગણી રહે છે, પણ કાગળની તંગીમાં બીજી આવૃત્તિ છપાવતા સમય લાગશે. આ દાખલો સૌરિન્દ્રબાબુનાં વાંચકો માટે બસ છે.

આશા છે કે 'નારી' સહુના હૈયામાં એકાદ પ્રશ્ન મૂકતી જશે.

૭-૪-૪૨
રાજકોટ

'બાજીગર'

## : અનુક્રમ :

જેમનાં જીવનમાંથી

મમતા

પ્રેમ

વાત્સલ્ય

આનંદ

બળ

પ્રેરણા અને જીંદગી

મળી છે

તે

પરમ પૂજ્ય સ્વ. માતાની

ચિર સ્મૃતિને–



જમનાદાસ દોશી

૧

# માતા અને પુત્રી

બીજા માળની ઓસરીમાં સૂકવેલાં કપડાંની ઘડી વાળીને સ્મૃતિ કબાટમાં મૂકવા માટે જતી હતી; ત્યાં ઘરની અંદરથી માતાએ શુષ્ક સ્વરે સાદ કર્યો:“ સ્મૃતિ, તારું કામ પૂરું થયું ? ”

“ હા બા, હમણાં આવી. ”

ખભા પર ભાઈનું સૂકાયેલ પંચિયું રાખીને તે અંદર આવી.

માએ કહ્યું: “બચુ હમણાં ઉઠશે, એના માટે જવનું પાણી તૈયાર કરી રાખજે મા...”

“ જવનું પાણી તૈયાર છે. જરા સાકર નાખવાની છે. આ કપડાં મૂકીને હું હમણાં જ આવું છું. પછી પાઈ દઈશ. ”

સોળ વર્ષની દિકરીએ સંસારનો સઘળો બોજ વાસુકી માફક પોતાના મસ્તકે ધારણ કર્યો છે. મા તો હંમેશની બિમાર છે. આવી પુત્રી કોઈ માતાને ન મળે. માતાએ એક નિશ્વાસ નાખીને પડખું ફેરવ્યું.

પરંતુ નીચેની ઓસરીમાં એકા એક બાળકોનો કલરવ મચ્યો. એક અવાજ આવ્યો: “ મોટીબેન, આમ જુઓ તો : ભૂતિને ગદો ધુંબા મારે છે ને ગળચી દબાવે છે. ”

ઉચ્ચ સ્વરે સ્મૃતિએ કહ્યું: " ગદા..."

સાથો સાથ તે નીચે આવી.

નીચે તો કુરુક્ષેત્ર મચ્યું હતું ! ગદાએ હજી પણ ભૂતિનું ગળું છોડયું નહોતું. સ્મૃતિએ ગદાની પીઠ પર ધબ્બો મારીને ગદાને દૂર કર્યો. ભૂતિના ગળા પર પાંચે આંગળાની મહોર છપાઈ ગઈ હતી.

સ્મૃતિએ કહ્યું: "નાની બહેનને મારે છે કે? બહુ ફાટયો લાગે છે કેમ? ચાલ તને આજે સીડી વાળી કોટડીમાં જ પૂરી દઉં. પાજી નહિ તો..."

ગદાનો હાથ પકડીને સ્મૃતિ એને ખેંચવા માંડી. ગદાનો બળપૂર્વક હાથ ખેંચતાં કહ્યું: "શું તું એને મારી નાખવા માગે છે? સારું, ખેંદી, તું કહે જોઉં વાંક કોનો છે?"

ખેંદીએ કહ્યું: " ભૂતિએ ગદાભાઈ પાસેથી બે રમકડાં માગ્યાં હતાં, ગદાએ ન આપ્યાં એટલે ભૂતિએ રમકડાંને હાથ અડાડયો."

આંખો ખેંચીને ગદાએ કહ્યું: " શું એકલો હાથ અડાડયો હતો? જૂઠા બોલી નહિ તો! ભૂતિએ મારાં રમકડાં ફેંકી નહોતાં દીધાં કે? ઈ તો છોકરીઓ છોકરીઓનો જ પક્ષ લ્યે!"

આ સાંભળીને સ્મૃતિ પોતાના હાસ્યને રોકી શકી નહિ, બોલી: "ઓહો, આટલું બધું તું સમજે છે! છોકરીઓ પોતાનો જ પક્ષ લ્યે કેમ?"

"હાજ તો. અમે છોકરાઓ કંઈ વાતવાતમાં આમ એકદમ પક્ષ ન લઈએ."

સ્મૃતિએ કહ્યું: "વાહરે! ગળું દબાવીને અન્યાયનો બદલો લેતાં બરાબર આવડે છે! નાલાયક, આજ તને હું છોડવાની જ નથી. હમણાં તો તને પૂરી દઉં છું......પછી મઝા ચખાડીશ."

ગદાએ જોરથી આંચકો મારીને હાથ છોડાવી ઘરની બહાર રસ્તા પર દોટ મૂકી.

સ્મૃતિ મૌનભાવે ઘડીક ઊભી રહી. ત્યાર પછી ખેંદીના સામે

જોઇને બોલી : "તમે બધા શાંતિથી રમતાં કોઈ દિવસ નહિ શીખો ? બા બિમાર છે એટલું યે ભાન નથી ? તમારા કકળાટથી તો આ ઘર છોડવાનો વખત આવશે !"

નાકનું ટેરવું ચડાવીને અભિમાન ભર્યા સ્વરે બેંદી બોલી: "હ્યો, મેં શું કર્યું છે ? હું તો અહીં એક તરફ બેસીને એકલીર મતી હતી. રમકડાંનો ઝઘડો તો એ લોકોએ કર્યો છે."

સ્મૃતિએ કહ્યું : "એ બધું પતી ગયું છે. હવે બધા શાંતિથી રમજો. હવે જે કોઈ ઝઘડો કરશે એનો વાંસો જ ભાંગી નાખીશ."

બાળકોને સમજાવી, ભંડારમાંથી સાકર લઇને સ્મૃતિ ઉપર ગઈ. બાર્લિનું પાણી તૈયાર કરીને નાના ભાઈને પાવા માટે તે બેઠા.

શય્યામાં પોઢેલી માતાએ પુત્રી સામે જોઈને કહ્યું: "બેટા ! બીના વાળ શા માટે બાંધી રાખ્યા છે ? પછી સાવ ગૂંચો પડી જશે !"

સ્મૃતિએ કહ્યું: "સમય નથી મળ્યો, મા."

માએ કહ્યું: "એક પળનો તને આરામ નથી ! બચુને જવાનું પાણી પાઇને તું ઘડીક ખુલ્લો ચોટલો કરીને તડકે બેસજે."

"હજી રસોડું ધોવું બાકી છે."

"આજ પણ માધુની મા નથી આવી ? ચારેકોરની બળતરા છે. તું માધુની માને બોલાવ એટલે હું એને જરા સમજાવું."

સ્મૃતિએ માતા સામે જોઇને કહ્યું: "એમાં એને કહેવાની શી જરૂર છે ? હું કંઈ થાકી ગઈ નથી !"

માતાએ એક નિશ્વાસ નાખીને કહ્યું : "બેટા ! સંસારમાં ઘણી માતાઓ હતી. મારે પેટ તેં શા માટે જન્મ લીધો ? આવડી વયે શું તારે આ બધું કરવાનું હોય ! બાપને ઘેર કોઇ દિકરી સંસારનો આટલો બોજ ઉપાડી શકે ખરી ? પરણ્યા પછી તું ગમે તેટલો બોજ ઉપાડે...પણ અહીં તો તું સાવ અડધી થઈ ગઈ છે ! લગ્ન પછી કોણ જાણે શું થશે એ કેમ કહી શકાય !"

બચુ રડવા માંડ્યો. સ્મૃતિ તેને રમાડવા લાગી. માતાના છેલ્લા વાક્ય પર તેણે કશું ધ્યાન ન આપ્યું. બંગાળીના ઘરની કોઈ કન્યા ધ્યાન ન આપે. માતાની સેવા અને માતાને પ્રસન્ન રાખવી એજ એનો ધર્મ ! અને લગ્નનો પ્રશ્ન ? હા, ઉમ્મર લાયક કન્યાને એ પ્રશ્નની ચિંતા તો જરૂર થાય. સ્મૃતિ ઉમ્મર લાયક થઈ છે, છતાં પણ તે આ પ્રશ્નમાં કશો રસ લેતી નથી.

પુત્રી સામે સ્થિર નજર કરીને માતા મૌન રહી. સ્મૃતિ બચુને વહાલથી પથ્ય આપી રહી હતી.

જવનું પાણી પાઈ, બાળકને માતાની પડખે સૂવાડી, સ્મૃતિ ચમચી વાટકો વગેરે લઈને બહાર ચાલી ગઈ.

શય્યાધિન માતા ચિંતાના મહાસાગરમાં ડૂબી ગઈ. જેને કોઈ કિનારો નથી એવી અપાર ચિંતામાં એનું મન ભમવા માંડ્યું.

લગભગ અડધી કલાક પછી સ્મૃતિ પાછી આવી. એના હાથમાં બચુના મોજાં હતાં. મોજાં એક તરફ મૂકી, એક પુસ્તક લઇને તે માતાની શય્યા પર બેઠી.

માએ સ્મૃતિના પગ પર હાથ મૂકતાં કહ્યું : " જો બેન, આ બારીએથી તડકો આવે છે. વાળ ખુલ્લા કરીને ત્યાં ઘડિક બેસ તો સારું. માથાનો શણગાર નાની વયમાં બગડી ન જાય એ ધ્યાન રાખવું જોઈએ."

સ્મૃતિએ ધીરા સ્વરે કહ્યું: " અડધા કલાક પછી તમને દવા પાઇ, રસોડું ધોઈ, પછી હું તડકે બેસીશ. તમારી પાસે તો આજ હું ઘડીકેય બેસી શકી નથી."

માએ કહ્યું: "રોગી અને સંસાર આ બે જ કાર્ય તારી સામે પડ્યા છે. તને જેમ યોગ્ય લાગે તેમ કર ! "

\+ + +

સ્મૃતિ પુસ્તક વાંચવા માંડી. એ પુસ્તક નાલુના અભ્યાસ ક્રમનું હતું. Kuhferનું લખેલું ' Legends of Greece and Rome.'

સ્મૃતિ અંગ્રેજી જાણતી હતી. છેલ્લા ત્રણ વર્ષથી તેણે શાળા છોડી હતી. અભ્યાસ પ્રત્યે એને ખૂબ મમતા હતી; પરંતુ માતાની સેવા–પરિચર્યા અને ઘરનો ભાર માથા પર હોવાથી ન છૂટકે સ્મૃતિને શાળા છોડવી પડી હતી. સ્મૃતિએ શાળાનો ત્યાગ કર્યો, પરંતુ અભ્યાસનો ત્યાગ ન કર્યો. નાલુ આ વરસે મેટ્રીકની પરીક્ષા આપવાનો હતો. નાલુના પાઠ્ય પુસ્તકો લઈને સ્મૃતિ પણ અભ્યાસ કરતી. જ્યારે સમય મળે ત્યારે કલ્પનિક કે ઐતિહાસિક નરનારના સુખદુઃખ વચ્ચે તે પોતાનો સમય પસાર કરતી.

સ્મૃતિના પિતા સતીપદ બાબુ કલકત્તાની એક કોલેજના પ્રોફેસર હતા. બાલીથી હંમેશ રેલગાડીમાં કલકત્તા જતા. ગંગા કિનારે સ્ટીમરના ઘાટથી થોડે દૂર ઘરનું ઘર હતું. બીજા મજલાની બારી-એથી નદીનો એક ભાગ જોઈ શકાતો, અને અગાશી પરથી તો સ્પષ્ટપણે નદીનો વિશાળ પટ નિહાળી શકાતો. સ્મૃતિની દુનિયામાં ગંગાનો મનોરમ પટ અને પુસ્તકો સિવાય અન્ય કશું નહોતું. અભ્યાસ પાછળ પુત્રીનો આટલો બધો અનુરાગ જોઇને સતીપદ બાબુને ઘણા વિચારો આવતા. એક દિવસે રોગ શય્યામાં પડેલી પત્નીએ કહ્યું: “ સ્મૃતિને અભ્યાસની ખૂબ તાલાવેલી છે. તમે એના માટે મેટ્રીકની પરીક્ષાનો પ્રબંધ ન કરી શકો ? ભણી હશે તો મુરતિયો પણ યોગ્ય મેળવી શકાશે. ”

નિશ્વાસ નાખીને સતીપદે કહ્યું: “ હં, ઠીક છે. ” પછી તેણે પુત્રી સામે જોઇને કહ્યું: “ કેમ સ્મૃતિ, તું મેટ્રીકની પરીક્ષા આપી શકીશ ? ”

હાસ્યભરી નજરે પિતા તરફ જોઈને તે ઉલ્લાસ પૂર્વક બોલી: “ જરૂર આપી શકીશ, બાપુજી ! ”

સતીપદે કહ્યું: “ ખાનગી અભ્યાસ કરીને પરીક્ષા તો આપી શકાશે, પણ મેથેમેટીક...... ”

“ એ હું તૈયાર કરી શકીશ. તમે પરીક્ષા માટેનો પ્રબંધ કરો તો હું તૈયારી કરું. ”

"પણ ઘરનો સઘળો બોજો તારા પર રહે છે. દિવસે કે રાતે ને કામમાંથી વખત મળતો જ નથી. તું અભ્યાસનો સમય કેવી તે મેળવી શકીશ?"

"એ માટે તમે નિશ્ચિંત રહો. બાપુજી! તમે જો નિર્ણય કરો. હું મારી તૈયારી ગમે તે રીતે કરી લઈશ. મારે તો કોઈ પણ પાયે પરીક્ષા આપવી છે."

સતીપદે કહ્યું: "સારું બહેન. તારા માટે મેં ઘણી આશાઓ ી હતી...મારા જીવનમાં, કેટલાંય સ્વપ્ન ઘડયાં હતાં, પણ......"

આટલું કહીને સતીપદે નિશ્વાસ નાખ્યો. રોગ શય્યામાં પોઢેલ ની પદ્માવતીએ એ નિશ્વાસની વેદનાનો હૈયામાં અનુભવ કર્યો, ને કહ્યું: "તમારાં બધાં સ્વપ્ન મેં જ ભાંગી નાખ્યાં છે. શું કરું, હો? મેં પણ જીવનમાં અનંત આશાઓ ઘડી હતી."

પદ્માનું હૈયું વેદનાથી ભારે થઈ ગયું. એ હૈયામાં જલી રહેલી ર્થતાની જવાળા જોઈને સતીપદ ધ્રૂજી ઉઠ્યો. પત્નીને સાંત્વન ાપવા ખાતર તેણે કહ્યું: "આવું શા માટે બોલે છે?"

કહીને તેણે પત્ની સામે જોયું. પત્નીના વિવર્ણ વદન પર રાશાની ઘોર વેદના હતી. કમળ જેવાં બંને નયનો મોતી જેવાં ાંસુથી તગી રહ્યાં હતાં.

સતીપદે કહ્યું: "તારી આશા એ છે કે સ્મૃતિ મેટ્રીકમાં પાસ ાય કેમ? સારું, એમ જ થશે. સ્મૃતિ ઘરમાં ભણશે અને અઘરા ાષયો હું પોતે એને સમજાવીશ."

પદ્માએ કહ્યું: "તો તો ઘણું સારું. સ્મૃતિ પરીક્ષામાં પાસ થાય ન થાય એની મને ચિંતા નથી. એ તમારી પાસેથી જે જ્ઞાન ળવી શકશે એ જ્ઞાન એને કોઈપણ શાળામાંથી નહિ મળી શકે."

આ ચર્ચા પછી જ્યારે જ્યારે સમય મળતો ત્યારે ત્યારે નાલુના સ્તકો લઈને સ્મૃતિ અભ્યાસ કરવા મથતી. તે ગણિતના પ્રશ્નોનો

નિર્ણય કરતી, અને જોમેટ્રી જેવા કૂટ વિષયમાં રસ ઉત્પન્ન કરતી. સંસારના સંગ્રામમાંથી નિવૃત્તિ મળતી એટલે અભ્યાસ શરૂ કરતી.

દેહ પર યૌવનના પ્રથમ કિરણો ચમકે એ પહેલાં જ સ્મૃતિના મસ્તક પર આખા ઘરનો બોજો આવી પડેલો હોવાથી એનામાં જ્ઞાનનો વિકાસ ખૂબ થયો હતો. એ સમજતી હતી કે માતાની ઉમ્મર હજી માત્ર બત્રીસ વર્ષની જ છે. લગ્ન જીવન પર અઢાર વર્ષ વીતી ગયાં છે. આ અઢાર વર્ષમાં માએ દસ બાળકોને જન્મ આપ્યો છે. પ્રજનનની આ મહાવ્યથાના પરિણામે મા કોઈ દિવસ ગૃહ વ્યવહારની કોઈ દિશા સામે દૃષ્ટિ રાખી શકી નથી. સૂતિકા ગૃહ અને રોગશય્યા વચ્ચે જ જાણે તેના અમૂલ્ય દિવસો પસાર થયા છે. લોક અને લૌકિકતા સાથે જાણે તેને કોઈ સંબંધ નથી, સમાજ સાથે જાણે કોઈ મેળ નથી. માત્ર સંતાન પ્રસવનું યંત્ર બનીને સંસારના એક અંધકાર ભર્યા ખૂણામાં તે પડી છે. બહારના વિશ્વપર ગ્રીષ્મનું આકાશ હુતાશનનો પ્રચંડ તાપ પાથરી રહ્યું છે, વર્ષાના ગાઢ વાદળદળો વચ્ચેથી વિજના ચમકાર સાથે ધોધબંધ જળ પડે છે, શરદની ઉજ્વળ ચાંદની નૃત્ય કરી જાય છે, હેમંતની ઝાકળ કો સ્વપ્ન–જાળ માફક ધરતીની આંખ સામે અલૌકિક માયા રચી જાય છે, શીશીરની શીળી પ્રકૃતિ જીર્ણ અને જર્જરિત દેહ સાથે ખડી રહે છે અને વસંતના પંખીગાન ફૂલોની સૌરભ સાથે સારાયે વિશ્વપર આનંદની લહેરો ફેલાવે છે. આ બધાં સ્મરણો પદ્માના હૈયાને ડોલાવી દેતાં. એને મનતો આ બધી શોભા રામાયણ અને મહાભારતના ત્રેતાયુગ સમી જ હતી! માત્ર કલ્પનામાં!

આંખ ખોલીને બહારની દુનિયા સામે નજર કરવાનો પદ્માને સમય નહોતો–શકિત પણ નહોતી! હાય નારી! નારીનો જન્મ લઈને કેવી જંજીરમાં ઝકડાઈ રહેવું પડે છે! કોઈ પણ દિવસે સ્વસ્થ શરીર સાથે સ્વામીની સેવા નથી થઈ શકી–તેમ કોઈ દિવસ બાળકોને હૈયા સરસાં લઈને પોતાનાં મનનાં આદર્શ નથી પાઈ શકાયા. સમાજના પાંચ માણસો સામે ઊભા રહીને સંસારની કોઈ વાતો પણ કરી શકાઈ નથી! ધિક્કારથી પદ્માનું મન વારંવાર ભરાઈ

ઊઠતું, પણ ઉપાય નહોતો ! એના સંસારનો ભાર હવે વધુ સમય ઉપાડી શકાય એવી શકિત પણ રહી નથી.

સ્મૃતિ આ બધું સમજતી. જનનીની આ અક્ષમતા સ્મૃતિથી છૂપી નહોતી. માતાનું વિકાર ભર્યું અસ્તિત્વ એને કંપાવી રહ્યું હતું. સ્મૃતિને બહેનપણીઓ ઘણી હતી. એમાંથી બે ચાર તો ક્યારની પરણી ગયેલી; અને એ પણ માતાઓ બનેલી. આ સિવાય લગ્ન-જીવનનો કેટલોક પરિચય આધુનિક નવલકથાઓ દ્વારા મેળવેલો. કવિઓની ઊર્મિ ભરી કલ્પનાઓ અને લેખકોની રસભરી વાણીથી રંગાયેલા એ પાનાઓ અતિ મોહક હોવા છતાંય સ્મૃતિ જ્યારે પોતાની માતા સામે નજર કરતી ત્યારે તેનું હૈયું સુકાઈ જતું. લગ્નની કાવ્યભરી કલ્પનાઓનાં ખડાં થતાં ચિત્રો મનને મુગ્ધ કરી શકતાં...ઘડીભર એ કલ્પનાઓ સામે મન ઝૂકી જતું...પણ સાથો સાથ પ્રાણ હલાવી નાખે અને હૈયું હળી નાખે એવી કારમી ધ્રૂજારી પણ ખડી થતી ! લગ્ન ! લગ્ન એટલે શું ? અને ખાસ કરીને સ્ત્રીઓ માટે લગ્નનું પરિણામ શું છે ? બાલ્યકાળથી પોષાયેલી અને ખીલેલી જીવનની સુમધુર સ્વાધિનતાનું બલિદાન આપીને બારે મહિના સુધી નાના બાળકો લઈને અપંગ માફક ઘરના પ્રકાશ વિહોણા ખૂણામાં પડ્યા રહેવું ! આથી અન્ય પરિણામ બીજું શું દેખાયું છે ?

સ્મૃતિના લગ્ન માટેનો પ્રસંગ નહોતો ચર્ચો તો એવું નહોતું. પણ સ્મૃતિના લગ્નમાં બે મુશ્કેલીઓ હતી. એક તો પુરતા પૈસા જોઈએ અને માતાને સારું ન થાય ત્યાં સુધી લગ્ન કેવી રીતે થઈ શકે ?

પરંતુ સારું થવું એ માતાના ભાગ્યમાં નહોતું ઘડાયું. સ્મૃતિ પારકે આંગણે પગલાં પાડે પછી આ ઘરની દેખરેખ કોણ રાખે ? બીજા બાળકોમાં સ્મૃતિ એક કુશળ નાવિક માફક સંસારની તરણી લઈને આ અગાધ સાગરમાં સફર ખેડી રહી હતી. કિનારો ક્યારે આવે ?

## ૨

# સતીપદ

સાંજે કૉલેજમાંથી પાછા ફરીને સતીપદ બાબુએ સાદ કર્યો: "સ્મૃતિ..."

"બાપુજી!" કહીને સ્મૃતિ આવી.

"એક પ્યાલો ચા બનાવી દે. મારો એક વિદ્યાર્થી આવેલ છે. અમે બહારની બેઠકમાં બેઠા છીએ, અને બની શકે તો થોડો હલવો પણ બનાવી નાખજે. નાસપાતી અને દ્રાક્ષ હું લેતો આવ્યો છું.. એની પણ જરા વ્યવસ્થા કરી દેજે."

સ્મૃતિએ પિતા સામે નજર કરતાં કહ્યું: "લાવો. પણ હજી મારી બાની છાતીએ થોડીવાર શેક કરવાનો છે. એ કામ કર્યા પછી..."

સતીપદે કહ્યું: "આમાં શી વાર લાગવાની હતી! અમને ચા વગેરે આપી નિશ્ચિંત બનીને શેક કરજેને. વિદ્યાર્થીની સ્થિતિ સારી છે. અહીં મારી પાસે હંમેશા ગણિત માટે આવશે! મહિને પચાસ રૂપિયા આપશે...કેટલું સરસ!" કહીને પિતાએ પ્રસન્ન ચિત્તથી હળવું હાસ્ય કર્યું.

સ્મૃતિએ કહ્યું: "સારું. પ્રથમ ચાની વ્યવસ્થા કરું છું."

સતીપદે પૂછ્યું: "આજ તારી બાને કેમ છે?"

સ્મૃતિએ કહ્યું : "એમ ને એમ. છાતીમાં એવી જ વેદના થયા કરે છે. હાથપગમાં કળતર પણ ખૂબ થાય છે અને ઉઠતાં બેસતાં અતિ શ્રમ પડે છે."

સતીપદે કહ્યું : "પણ એને બેસવા શા માટે દે છે? તમે કશું માનો એવાં નથી."

સ્મૃતિએ કહ્યું : "બારે માસ શું માણસ સૂઈ શકે બાપુજી?"

સતીપદે કહ્યું : "એનામાં જરાક શક્તિ આવે, તો તો હું એને હવાફેર માટે પશ્ચિમમાં લઈ જઉં. આ પૂજાની રજાઓમાં જ. આ મૃગેન્દ્રને મારા પર ખૂબ શ્રદ્ધા છે. એના પિતાશ્રી ડેપ્યુટી છે. મૃગેન્દ્ર કૉલેજની હોસ્ટેલમાં રહે છે. ખૂબ સરસ છોકરો છે."

સ્મૃતિને આ બધી વાતો સાંભળવાનું કોઈ પ્રયોજન નહોતું. અને કશો વિરોધ હતો નહિ–એ તો કેવળ આજ્ઞાપાલનનું યંત્ર હતી! તે પિતાના આદેશનું પાલન કરવા ગઈ.

સતીપદ કોટ વગેરે કાઢીને પત્ની પાસે ગયા. બોલ્યા : "વળી પાછી બેઠી થઈ હતીને? કોઈ વાત ન માનવી એ તારો મોટો દોષ છે!"

પદ્માવતીએ કરુણ નયને સ્વામી સામે જોયું. કશું કહ્યું નહિ. સતીપદે કહ્યું : "એવાં ભાગ્ય લઈને આવ્યો છું કે એક દિવસ માટે પણ શાંતિ નથી મળતી! બારે મહિનાનો આ મંદવાડ... માણસથી કેટલું સહી શકાય? આજ દ્રાક્ષ લાવ્યો છું, ખાવાની ઇચ્છા હોય તો સ્મૃતિને કહેજે. મગનું ઓસામણ આજે લીધું હતું?"

એક નિશ્વાસ નાખીને પદ્માવતીએ કહ્યું : "હા."

સતીપદે કહ્યું : "હવે બરાબર સંભાળજે. બારે માસ પથારીમાં પડ્યા રહેવું કેમ ગમે છે?"

સતીપદ સ્થિર થયા. પદ્માના દિલમાં વિચાર આવ્યો: મને તો જાણે ઘણો આરામ છે! પડ્યા રહેવાની શું મને ઇચ્છા થતી હશે? હું પથારીવશ છું એ તમારા માટે અસહ્ય છે! અને મારા માટે? આ અનંત વેદના વચ્ચે અસ્વસ્થ દશામાં પડી છું, તમારી

દયાભરી સેવા પરિચર્યાના આધારે ! દિકરીને એક પળનો યે આરામ નથી. માંદી મા અને ઘરનો બોજ! બિચારી ખીલે એ પહેલાં જ કરમાઈ રહી છે.

આ વિચારોમાં તન્મય બનેલી પત્નીએ કહ્યું : "પથારીમાં પડયા રહેવાનું મને શું મન થતું હશે? તમે દાકતરને કહી દો કે મને સારી ન કરી શકે તો આ જંજાળ ને વેદનામાંથી મને છૂટકારો આપે. સહુના માટે હું બળતરારૂપ છું. મારા ખાતર બધાને વેદના ભોગવવી પડે છે! મારા છૂટકારાથી સહુને શાંતિ મળશે, એ હું બરાબર સમજું છું !" તેના નયનોમાં આંસુ ઉભરાયાં. વેદનાથી સાદ ભારે થઈ ગયો.

સતીપદ વેદના સમજી શકયો. ઈચ્છાપૂર્વક પદ્મા પથારીવશ નથી બની. તેણે કહ્યું : "વિચારું છું કે કલકત્તાથી એક સારો દાકતર બોલાવું. છેલ્લા એક માસથી તો તાવ પણ ઉતરતો નથી. બીજા વ્યાધિઓને બાજુ પર રાખીએ, પણ આ તાવને મલેરીઆ માનીને હવે અવગણના ન કરી શકાય."

પદ્માએ કહ્યું: "દાકતરને કહો કે શરીરમાં કંઈક બળ આવે એવા પ્રયત્ન કરે. ત્યાર પછી હું બેઠી થઈશ એટલે તો આ તાવ ફરતા ફરતા કયાંય ચાલ્યો જશે. દર વખતે આમ બે ચાર માસ ભોગવવું પડે છે, પણ આ બચ્ચુ પછી તો મારા પર તાવે મજબૂત પકડ લીધી છે."

સતીપદે કહ્યું: "તાવ જશે એટલે સારું થઈ જશે. ત્યાર પછી કોઈ સરસ ટોનિકની વ્યવસ્થા કરીશ. નંદા વખતે અમુલ્ય દાકતરે જે ટોનિક આપેલ તે ખૂબ સરસ હતું."

પદ્માએ કહ્યું: "સ્મૃતિએ દાકતરને વાત કરી હતી. દાકતરે કહ્યું કે તાવ ગયા વગર એ ટોનિક ન આપી શકાય."

સતીપદ ગંભીર ભાવે "હં" કરીને મૌન ઊભો રહ્યો. પત્નીના પડખામાં નાનું બાળક હાથ પગ હલાવી રહ્યું હતું. સતીપદ એની

સામે જોઈ રહ્યો હતો. પદ્માએ એ જોયું. તેણે બાળકની ગોદડીપર હાથ ફેરવી ને કહ્યું: "સ્મૃતિને બોલાવો તો બચુની ગોદડી બદલવી પડે તેમ છે."

સતીપદે કહ્યું: "સ્મૃતિ આ બનાવે છે. મારો એક વિદ્યાર્થી આવેલ છે. મારી પાસે આવીને હંમેશ એક કલાક અભ્યાસ કરી જશે. મહિને પચાસ રૂપિયા આપશે. લેને હું જ ગોદડી બદલી દઉં."

પદ્માએ કહ્યું: "તમે? ના...ના...આખો દિવસ મગજમારી કરીને આવ્યા છો ને..."

સતીપદે કહ્યું: "એથી છૂટકારો થોડો મળે તેમ હતો!"

બાળકનું બિછાનું બદલાવીને સતીપદે કહ્યું: "આ છોકરા પર મને એટલો બધો ક્રોધ ચઢે છે કે...એને લીધે જ તારે આજ રીબાવું પડે છે."

પદ્માએ કહ્યું: "આવું શું બોલો છો? એ તો અબોલ બાળક છે, એનો શું અપરાધ? અને મારે તો દર વખતે પથારી ભોગવવી પડે છે. બહું દુઃખ સહવામાં મને આનંદ છે. આ દુઃખ મારા મનને દુઃખ જણાતુંજ નથી. ભગવાને મારા ખોળામાં જેને મોકલ્યા છે, તે સહુ સુખી રહો! એને કોઈ વેદના ન થાઓ! આને અને તમને સારી હાલતમાં છોડીને વિદાય લઉં, એ સિવાય મારે મન કોઈ ઇચ્છા નથી..."

પડખેના ઓરડામાં થાળી વાટકા પડવાનો અવાજ આવ્યો. સતીપદે કહ્યું: "ઓહ, ઘરમાં તો જાણે એક પળની યે શાંતિ નથી. જોઉં, શું થયું..."

પદ્માવતી કાષ્ટ માફક બિછાનામાં પડી રહી. એના ઉપાયહીન મનમાં કેટલી વેદના હશે એ ભગવાન પણ ક્યાંથી જાણી શકે! જો જાણી શકે તો આવી રીતે એને પથારીવશ રાખે જ નહિ!

સતીપદ ચાલ્યો ગયો, અને થોડીવાર પછી બાજૂના ઓરડામાં એક હુંકાર અને આર્તનાદ થયો. એ સાંભળીને પદ્માનું હૃદય ધ્રુજી

ઉઠ્યું. પરંતુ ઉપાય નહોતો ! પદ્માએ પડખું ફેરવીને નિશ્વાસ નાખ્યો. તેનાં નયન કિનારે આંસુ આવ્યાં.

થોડીવાર પછી સ્મૃતિએ આવીને કહ્યું : "બા..."

ઓસીકા સાથે આંખો લૂછીને પદ્માએ કહ્યું : "કેમ, મા ?"

સ્મૃતિએ કહ્યું : "ગરમ પાણી લાવી છું, હવે શેક કરું ?"

પદ્માંનો પ્રાણ થથરી ઊઠ્યો. હાય, પાંચ વરસની વયથી દિકરી ઘરના કામમાં જોડાણી છે. દિવસે દિવસે કામ વધી રહ્યું છે. એક દિવસ પણ એને હૈયા સરસી ચાંપી શકાઈ નથી! આવડી વયે માબાપ પાસે બાળકો કેટલા લાડ કરે! સ્મૃતિને એ કંઈ નથી. આવડી નાની વયમાં કોઈ સાઠ વરસની ગૃહિણી માફક કામ કરી રહી છે!

માએ કહ્યું : "ઘડિક વિસામો લે. મા! મારી પાસે બેસ. થોડીવાર વાતો કર."

સ્મૃતિએ કહ્યું : "શેકની ખૂબ જરૂર છે, મા ! તે દિવસે શેક નહોતો કર્યો એટલે રાતે કેટલી વેદના સહવી પડી હતી ! જાણે શ્વાસ બંધ થઈ જતો હતો ! હું શેક કરતાં વાતો કરીશ."

માએ કહ્યું : "હમણા શેક રહેવા દે, પહેલાં વાતો કર."

સ્મૃતિએ કહ્યું : "કોઈ આવેલ છે તે એના માટે પુરી બનાવવાનું મને કહ્યું છે. શેક કર્યા પછી તળી નાખીશ."

માના દિલમાં રોષ વ્યાપ્યો : "પુરી બનાવવાનું એમણે કયે મોઢે કહ્યું ? તને એક પળની યે ફુરશદ નથી, એ શું એમનાથી અજાણ્યું છે ? હમણાં તું હલવાની વાત કરતી હતીને ?"

સ્મૃતિએ કહ્યું : "ચાને હલવો બનાવી દીધો છે, પણ બાપુજી આવીને કહી ગયા કે કલાક પછી પુરી અને બટાટાનું શાક બનાવી દેજે. મોટા ઘરનો છોકરો છે—અહીં પહેલીવાર આવ્યો છે ! જરા સત્કાર..."

વચ્ચે જ પદ્મા બોલી ઉઠી : "કર મા, બધું કર. તે હમણાં

કોના પર ખીજાયા હતા? શા માટે? થાળી કોણે પછાડી હતી?"

સ્મૃતિએ કહ્યું: "બેંદીને મેં નાની કડાઈ લેવા મોકલી હતી. પાછળ થાળી લેવા ગોપી પણ દોડ્યો. બંને વચ્ચે ઝઘડો થયો અને તાણખેંચમાં થાળી પડી ગઈ. બસ આટલામાં તો બંનેને પીટ્યા."

મા મૌન રહી. સ્મૃતિએ ગરમ ફલાલીનનો ટુકડો ગરમ પાણીમાં ડૂબાડ્યો. પુત્રીના શરીર પર દુબળો હાથ રાખીને ખેદપૂર્વક માએ કહ્યું: "સંસારમાં તને કોઈ સ્થાન ન મળ્યું કે મારા જેવી હતભાગિનીના ખોળે જન્મ લીધો! એક દિવસ માટે પણ તને આરામ નથી આપી શકી, એવી હું અભાગી મા છું!" માતાના નયનોમાં આંસુ આવ્યાં.

માતાના વેદનાભર્યા સ્વરથી સ્મૃતિનું હૃદય ડોલી ઊઠયું. માના આંસુ લુછી, મા સામે જોતાં સ્મૃતિના હૈયાનો સ્નેહ સમુદ્ર ઊછળી પડ્યો એના મનમાં થયું. પોતે જાણે મા છે અને માતા પોતાની પુત્રી છે! આદરપૂર્વક માતાના અધર પર ચુંબન લઈને સ્મૃતિ બોલી: "બા! આવી વાત શા માટે કહો છો? તારા ખોળા કરતાં વિશ્વમાં મારા માટે કયું સ્થાન મોટું હતું? તારા સ્નેહમાં અમને કોઈ અભાવ નથી, કોઈ દુઃખ નથી. મા, તું જલદી સારી થઈ જા. તને સ્વસ્થ જોઈને મને રાજાનું રાજ મળશે. મને કામનો કોઈ બોજ નથી. તારી સેવાનો કોઈ થાક નથી. પણ મને દુઃખ છે... બા મને એક જ વાતનું દુઃખ છે. તું સ્વસ્થ થાય એટલે મારું એ દુઃખ ધોવાઈ જશે. હું સમજું છું કે મને આરામ નથી, એમ માનીને તને દુઃખ થાય છે, પણ મારામાં તારું જ લોહી છે! માથી મહાન આ સંસારમાં અન્ય કોઈ હોય એ હું જાણી શકી નથી...એ જાણવાની મને ઇચ્છા નથી. તું પથારીવશ છે છતાં પણ તારી મમતા મારી ચારે દિશાઓ સભર કરી રહી છે. તારો દેહ પથારીમાં છે. તારી મમતા તે મારે મન સારાયે વિશ્વમાં વિચરી રહી છે... બા, તું જરા યે દુઃખી ન થા. ચિંતાથી રોગના મૂળ પોષાય છે."

3

# સંસાર

રવિવારનો દિવસ છે. ઘરના કામથી પરવારી માતાની શય્યા પર બેસીને સ્મૃતિ બચુ માટે મોજા ગુંથી રહી છે. મા સૂઈ ગઈ હતી. સ્મૃતિ વચ્ચે વચ્ચે માના ચહેરા સામે જોઈ લેતી. ગઈ રાતે માના શરીરમાં ખૂબ બળતરા થતી હતી. આખી રાતનો ઉજાગરો કરવો પડ્યો હતો. અસ્થિરતાનો અંત નહોતો !

માનું રક્ત વિહોણું વદન જોઈને સ્મૃતિ વારંવાર ધ્રૂજી ઉઠતી. મા વેદનાનો સામો ભાગ પણ જણાવા દેતી નથી, એ સ્મૃતિ બરોબર સમજતી. જ્યારે જ્યારે મા 'ઓહ' કહીને પડખું ફરતી, ત્યારે ત્યારે સ્મૃતિએ માતાના વદન સામે જોઈને પ્રશ્ન કરેલો : 'શું થાય છે બા ?' મૌન હૃદયે અને સ્થિર નયને પુત્રી સામે જોઈને માતાએ એટલું જ કહેલું: 'મા, બારી ખોલી નાખ.'

સ્મૃતિ કહેતી: 'બહાર વર્ષાદ પડે છે...ઠંડી હવાથી...'

માતાએ માત્ર એટલું જ કહેલું: 'ઘરમાં જાણે આગ ભરી હોય એમ લાગે છે.' આટલું કહીને પદ્માએ ફરી પડખું ફેરવી આંખો બંધ કરેલી.

સ્મૃતિ સમજી હતી, માતાને કેટલું કષ્ટ થાય છે. સ્મૃતિને ચિંતા ન થાય એટલા ખાતર માતા બધું દર્દ પી રહી હતી. આ યાતના

ભોગવ્યા સિવાય કોઈ ઉપાય નહોતો! બધા જાણે નિરૂપાય હતા

બચુ એકાએક રડી ઊઠ્યો. મોજાં દૂર મૂકીને સ્મૃતિએ એને ખોળામાં લીધો. માતાએ આંખ ઊઘાડીને જોયું. ક્ષીણ સ્વરે કહ્યું: "એને કેમ રડવું પડ્યું મા?"

સ્મૃતિએ કહ્યું : "તને જરા નિદ્રા આવી ગઈ હતી એટલે મેં બચુને ઓસરીમાં સુવાડવા માટે લીધો..."

માતાએ કહ્યું: "ના, બેટા, એને મારી નજરથી દૂર ન કરીશ. એના શરીર પર હાથ રાખું છું, ત્યારે રોગની યાતના કંઈક અંશે ભૂલી જવાય છે."

સ્મૃતિએ મા સામે કરુણ નજરે જોયું. હાય, માતાની મમતા! ન છૂટકે બચુને માતાની પડખે સૂવાડ્યો.

મા બોલી : "નજીક આવ સ્મૃતિ."

સ્મૃતિ માતાના દેહને સ્પર્શીને બેઠી. માએ કહ્યું: "ગૂંથવાનું મૂકી દે."

બચુને મૂકીને ફરીવાર હાથમાં લીધેલાં મોજાં સ્મૃતિએ પુનઃ દૂર મૂક્યાં. તે કૌતૂહલ ભરી નજરે મા સામે જોઈ રહી. માએ પુત્રીનો હાથ છાતી પર લઈને કહ્યું : "છાતીમાં કેવો ફફડાટ થાય છે, જોયું?"

ખરેખર એમ જ હતું! સ્મૃતિએ અતિ દુઃખ સાથે વેદનાભર્યો નિશ્વાસ નાખતાં કહ્યું : "જરા દ્રાક્ષનું પાણી આપું?"

માએ કહ્યું : "જે વૃક્ષના મૂળ ખવાઈ ગયાં છે, તે વૃક્ષને પાણી પાવું નકામું છે મા! આ વખતે મારી યાત્રા પૂરી થાય એમ લાગે છે." કહીને મા હસી. એ હાસ્ય પણ ગંભીર હતું–ઝાંખુ હતું!

સ્મૃતિનો અંતરાત્મા આ હાસ્ય જોઈને ભયથી કંપી ઊઠ્યો. એનાથી ઝીણો આર્તનાદ નખાઈ ગયો. તે બોલી : "જો બા, આવી રીતે બોલીશ તો હું ગંગામાં જઈને ડૂબી મરીશ."

સ્નેહપૂર્વક પુત્રીનો હાથ પોતાના હાથમાં લઈને માતાએ કહ્યું: "શોષ કરાય કે બેટા? તું તો મારી નાની મા છે...જાણે મેં તારા જ પેટે જન્મ લીધો છે! માતાનો સ્નેહ ક્યારે મેળવ્યો છે અને કેટલો મેળવ્યો છે એ યાદ પણ નથી. પરંતુ તારી સેવાથી મનને એમ થાય છે કે ફરીવાર મેં મારી ગુમાવેલી માતાને મેળવી છે, અને આ હૈયા ઉપર! આવો યત્ન કોઈ કરી શકે નહિ. મારી મા પણ કરત કે નહિ એ સંદેહ છે! આવડી નાની વયે તારે કેટલો બધો બોજ ઉઠાવવો પડે છે! ભાગ્ય!" કહીને માએ નિશ્વાસ નાખ્યો.

સ્મૃતિના બંને નયનો સજળ બન્યાં. માના દેહ પર મોઢું રાખીને અશ્રુભર્યા ગળગળા સ્વરે તે બોલી: "મારું ભાગ્ય તો ઘણું સારું છે કે મને આવી મા મળી છે! તારા ખોળે જન્મ લઈને તારા સંસારનો ભાર ઉપાડું છું. એ તો હું મહાન પુણ્યનું કામ કરું છું, બા! તું સાજી થઈને મારી સેવાને સાર્થક બનાવ, ત્યારે જ હું સમજીશ કે મારા પ્રત્યે માતાના મનમાં સ્નેહ ભર્યો છે!"

મા હસી: બોલી: "નાલુ ક્યાં છે?"

સ્મૃતિએ કહ્યું: "વૈદ્યરાજને ત્યાં ગયો છે."

મા બોલી: "શા માટે નકામા પૈસા વેડફી નાખો છો, કશો લાભ થાય છે કે? એના કરતાં..."

શૂન્ય અને ઉદાસ નજરે માએ ઘરમાં ચારે દિશાએ જોયું. દિવાલ પર પોતાના હાથે ગૂંથેલા કાલિમાતાના અને રાધાકૃષ્ણના સુંદર ચિત્રો હતાં. એક ચિત્રમાં કોઈ અંગ્રેજ કન્યા હરણનું બાળક લઈને બેઠી હતી...જીવનના પ્રથમ પ્રભાતના આનંદની સુમધુર સ્મૃતિરેખા! સ્મૃતિનો જન્મ થયો ત્યાંસુધી જીવનકુંજમાં કેટલી માધુરી ભરી હતી! આ એજ દિવસની પુત્રી સ્મૃતિ! આ પુત્રીને અભ્યાસ, સંગીત, કલા વગેરેમાં નિષ્ણાત કરવાના કેટલાં સ્વપ્ન રચેલાં?

એક નિશ્વાસ નાખીને માએ કહ્યું: "સ્મૃતિ, તને પેલાં ગીતો

યાદ છે કે ? અભ્યાસ વગર ક્યાંથી યાદ રહે ! એ બધાં મારા મંદવાડના જ પાપ..."

સ્મૃતિએ કહ્યું : "વળી પાછી એવી વાતો કરે છે ને બા ?"

માએ કહ્યું : "જરા ગાઈશ બેટા ? તારું ગીત સાંભળવાનું ખૂબ મન થયું છે."

સ્મૃતિએ મા સામે જોઈને કહ્યું : "પણ બજાવવું તો સાવ ભૂલી ગઈ છું."

માએ કહ્યું : "એથી શું થયું ? તારા ગળા કરતાં મને વાદ્ય વધુ સુંદર નહિ લાગે."

"કોઈ ગીત પણ યાદ નથી રહ્યું. બા ! કેટલાય સમયથી એ બધું છોડી દીધું છે !"

માનું હૃદય વ્યથાથી ભરાઈ ગયું: મા બોલી : "તેથી તો હું કહું છું કે હું અભાગિની માતા છું. આમાંથી સારું થાય તો હું તને તૈયાર કરવામાં ખામી નહિ રાખું. ગમે તેટલા પૈસાનો ખર્ચ ભોગવીને પણ હું તારા માટે સારું ઘર શોધીશ. તારા માટે મેં ઘણી આશાઓ સેવી છે, તારું જીવન કોઈપણ રીતે મારા જેવું ન બને એનો પ્રયત્ન હું કરી લઈશ."

સ્મૃતિ કશું બોલી નહિ. મા સામે એકાગ્ર નજરે જોઈ રહી. જ્યારે આટલા ભાંડરૂ નહોતા, ત્યારે માતાને ખૂબ સમય મળતો. મા નૌકામાં બેસીને ફરવા જતી, કલકત્તામાં અજાયબ ઘર દેખાડવા લઈ જતી, વાર્તાઓ કહેતી, ગીત ગાતી. એ સમયે કેટલો આનંદ હતો ! ત્યાર પછી....

પણ નકામા વિચારો કરવાથી યાતના વધે છે. સુખના દિવસો જાય, તે પાછા કદી આવતા નથી.

સ્મૃતિએ કહ્યું : "ત્યારે ગીત સાંભળવું છે ?"

"હા, કયું ગાઈશ, બેટા ?"

"તું જ કહે."

"રવિ બાબુનું કોઈ ગીત યાદ છે?"

"સ્વર યાદ નથી."

"ત્યારે કોઈ પ્રાર્થના ગીત ગા."

"તે દિવસે બંકુબાબુનું ગીત રેકર્ડમાં સાંભળ્યું હતું, તે તને ખુબ ગમ્યું હતું, એ ગાઉં?"

"કયું, કહે જોઉં?"

"ગિરિશઘોષનું રચેલુંઃ ઓ મા, મા કેવી એ કોણ જાણે!"

માએ કહ્યું: "ગા."

સ્મૃતિએ ગીત ઉપાડયું:—

**"ઓ મા, મા કેવી એ કોણ જાણે!**
**મા કહીને મા પોકારું એ જ,**
**પ્રતિઘોષ પડે ના મા તવ પ્રાણે!"**

મા આંખો મીચીને ગીત સાંભળી રહી. તેનું હૃદય ગીતની વાણીથી ચંચળ બની ગયું. માતૃસ્નેહ માટે ઝંખતી આ પૃથ્વી...વેદના–વ્યથાના આર્તનાદ સાથે કરુણ પોકાર પાડીને માના ચરણો તરફ ધસી જાય છે, તોય પાષાણ હૈયાની માતાના કોમળ પ્રાણ પર આ દર્દ ભર્યા પોકારનો પ્રતિઘોષ થતો નથી! જાણે દયા પરવારી ગઈ છે! ભૂતકાળની એકાદ સ્મૃતિ માતાના મનમાં ઉદય પામી.

સતીપદે આવીને કહ્યું: "સ્મૃતિ...."

ગીત બંધ કરીને સ્મૃતિએ કહ્યું: "કેમ?"

સતીપદે કહ્યું: "મારો એ વિદ્યાર્થી આવેલ છે, મૃગેન્દ્ર. એને માટે સાંજના ભોજનની વ્યવસ્થા કરવી પડશે! અને આ માસનો પગાર એણે મને આજે જ આપી દીધો છે. આ તું રાખ. છોકરો ખૂબ સરસ છે. તારી બાના મંદવાડની વાત સાંભળીને કહ્યા વગર અગાઉથી પૈસા આપી દીધા. મેં ના કહી પણ તેણે ખૂબ આગ્રહ કરીને પૈસા આપ્યા."

પદ્માએ કહ્યું: "ત્યારે તો ભગવાન હજી પણ દુઃખીના સામે દૃષ્ટિ રાખે છે. જોયું સ્મૃતિ, આ તારા ગીતનું ફળ! તેં જનનીને પોકારી, વિશ્વજનનીએ તારો પોકાર તરત સાંભળ્યો!"

સ્મૃતિએ આ બધી વાત કાન પર ન લેતાં કહ્યું: "પૂરી ને શાક બનાવું ને?"

સતીપદે કહ્યું: "હા...શું નાલુ હજી નથી આવ્યો?"

સ્મૃતિએ કહ્યું: "ના."

સતીપદે પત્ની સામે જોઈને કહ્યું: "આજ તને કેમ છે?"

"એમને એમ."

સતીપદે મોઢું વિકૃત કરીને કહ્યું: "મૃગેન્દ્રે કહ્યું હતું કે બદ્રીનાથમાં એનું મકાન ખાલી પડ્યું છે, હવા બદલો કરવા લઈ જાઓ. તે, તારો શું મત છે? જઈશું?"

સ્મૃતિએ કહ્યું: "આવા દુર્બળ શરીરને શું આપણાથી ક્યાંય ફેરવી શકાય?"

સતીપદે કહ્યું: "હં....એ પણ બરાબર!" સતીપદ ઊભો રહીને કંઈક વિચારવા માંડ્યો.

સ્મૃતિએ કહ્યું: "આ પચાસ રૂપિયા હું તમારા ઘર ખરચમાં નહિ વાપરું. એક સારા દાક્તરને બોલાવો. એકાદ ગમે તેવા વૈદ્યના હાથમાં માણસને પીસી નખાય નહિ. જો કંઈ થશે તો હું આ બેદરકારી જીંદગીમાં કદી નહિ ભૂલી શકું."

સતીપદે જરા વિચાર કરીને કહ્યું: "વૈદ્યરાજની ખ્યાતી ઘણી છે. એ સિવાય અહીં દાક્તરને બોલાવવો એ શું ઓછી પીડા છે! વાત કરવામાં કંઈ સારો દાક્તર આટલે દૂર આવી શકે ખરો?"

સ્મૃતિએ કહ્યું: "આમ કહીને શું દરદીને મારી નાખવા ઇચ્છો છો? અહીં ન બને તો કલકત્તા લઈ જવાનો બંદોબસ્ત કરો. એકાદ નાનું ઘર ભાડે લઈને રહી શકાશે. દરદી કંઈ અન્ય કોઈ નથી:

ઘરની દાસી બાંદી નથી, આ ઘરની લક્ષ્મી છે....મારી મા છે! આટલી બેદરકારી વચ્ચે હું મારી માને મરવા નહિ દઉં. તમારે પ્રયત્ન કરવો જ જોઈએ બાપુજી. કાલ રાતે છાતીમાં એટલી વેદના થતી હતી કે એક પળ પણ નિદ્રા નથી આવી."

સતીપદ પુતળા માફક ઘડીક ઊભો રહ્યોઃ ત્યાર પછી બોલ્યો: "મહા પાંડુ થયો છે, શરીરમાં લોહીનું એક ટીપું પણ નથી રહ્યું!"

સ્મૃતિએ કહ્યું: "શરીરમાં રક્ત મળે એવો પ્રયત્ન આપણે કરવો જોઈએ. આ કામ વૈદ્યનું નથી."

સતીપદે કહ્યું: "જોઈશ, બે ચાર જણાની આ માટે સલાહ લઈશ."

સતીપદ ચાલ્યો ગયો. સ્મૃતિ માતાના ચહેરા સામે જોતી બેસી રહી. મા ઉદાસ નયને ખુલ્લી બારી તરફ જોઈ રહી હતી. સ્મૃતિએ ઉભરાતા ભાવો સાથે માતાના મોઢા સાથે પોતાના મોઢાનો સ્પર્શ કરતાં કહ્યું: "માત્ર દુઃખ સહન કરવા જ તું આવી છે મા! તારું આ દુઃખ, આ દર્દ કદી નહિ ધોવાય? સ્વસ્થ શરીર સાથે પૃથ્વી સામે તું દ્રષ્ટિ પણ કરી શકતી નથી...." કહેતાં કહેતાં એનાં નયનો-માંથી દડદડ આંસુ પડવા માંડ્યાં.

માએ કહ્યું: "ગાંડી નહિ તો? છી, રડીશ નહિ. બેટા! બેઠી થા! રોગનું દુઃખ એ દુઃખ નથી મા....એનાં કરતાં મને દુઃખ છે તારા દુ:ખનું! હું અસહાય પડી છું, અને તું સેવા અને સંસારનો ભાર લઈને વેદના સાથે ઘૂમી રહી છે. તારાં ભાઈબહેનો મારી પાસે આવીને ભયના માર્યા સરકી જાય છે....એ બાળકોને હૈયા સરસાં લઈને હું આદર પણ કરી શકતી નથી." માતાનો સ્વર ગાઢ બની ગયો. આંખ પર જાણે આંસુની ઝાકળ આવી.

સ્મૃતિએ કહ્યું: "સેવા અને સંસારના ભારથી મને ઘણો આનંદ છે મા, મને કશું દુઃખ થતું નથી. માત્ર તું સારી થા....

સારી થા....તારા રોગની યાતના હું હવે જોઈ શકતી નથી. ભાંગેલા હૈયા સાથે નિરૂપાય બનીને તું એક હાડપિંજર માફક શય્યામાં પડી છે, એ મારાથી સહી શકાતું નથી...."

સ્મૃતિના નયન પલ્લવ પર આંસુ ઝળહળી રહ્યાં હતાં. અશ્રુની ધારાથી મોઢું પણ કંઈક વેદનાભર્યું બની ગયું હતું...લાલ બન્યું હતું. જાણે શિશિરમાં ઝાકળ વચ્ચે તરતના ખિલેલા ગુલાબ જેવું.

માએ કહ્યું: "હજી તું શાંત ન થઈ બેટા? તારી આંખમાં આંસુ જોઈને મારી અસ્થિરતા વધી જાય છે. રડીશ નહિ. સ્મૃતિ! તારી આંખમાં આંસુ જોઈને તારાં ભાંડરૂ શું કરશે, કહે જોઉં? હું સમજું છું કે તારા પ્રાણમાં દરદ અને મમતા ખૂબ છે. મારી યાતનાથી તું ખૂબ દુઃખ પામે છે, પણ તું મોટી છે–મોટાને ઘણું સહવાનું હોય છે. વંટોળ અને વાયુના પ્રત્યાઘાતો હંમેશાં મોટા વૃક્ષને જ લાગે! શું કરું કહે? તું ને હું કોઈ એવાં ભાગ્ય લઈને આવ્યાં છીએ કે..." મા વધુ ન કહી શકી.

આંસુ લૂછતી લૂછતી સ્મૃતિ ખુલ્લી બારી સામે જોઈ રહી. ગંગાના પ્રવાહમાં એક નાની હોડી વિચરી રહી છે. ઉપર અસીમ અનંત નીલ આકાશ છે. એક ઊંડો નિશ્વાસ સ્મૃતિના હૈયાને વીંધીને બહાર નીકળ્યો. મનમાં થયું: અનંત આકાશ જેવી જ પોતાની અસહાયતા છે. આ નાની હોડીને તો કિનારો મળશે, પરંતુ પોતાની આ અસહાય જીવનનૈયા ક્યાં જઈને ઊભી રહેશે? કોઈ દિશાએ કિનારાનું ચિન્હ પણ દેખાતું નથી!

## ૪

# વિદાયવેળા

બે ચાર દિવસ પછી.

સંધ્યાએ વિદાય લીધી છે. બહારના ખંડમાં મૃગેન્દ્ર સામે સતીપદ કોઈ કઠણ પ્રોબ્લેમ સમજાવી રહેલ છે. પદ્માના ખંડની બહાર ઓસરીમાં એક આસનિયા પર બેસીને સ્મૃતિ નાના ભાઈ-બેનનો અભ્યાસ તપાસી રહી છે. એકાએક અંદરથી માતાનો આર્તસ્વર આવ્યો. સ્મૃતિ અભ્યાસ તપાસી રહી હતી, છતાં તેનું મન માતાની શય્યા પાસે હતું. માતાનો આર્તસ્વર સાંભળીને તરત સ્મૃતિ ઘરમાં ગઈ. ઘરમાં આવીને દીવો કર્યો. પ્રદીપના પ્રકાશમાં સ્મૃતિએ જોયું તો, માતાના નયનો અર્ધ મીંચાયેલાં હતાં. મોઢાના એક ખૂણે સહજ ફીણ હતાં. સ્મૃતિએ કહ્યું : " બા... "

માતાના મોઢામાં કોઈ શબ્દ નહોતો ! એકદમ જળનું પાત્ર લાવી, માતાના નયન વદન પર જરા જળ છાંટી સ્મૃતિએ કહ્યું : " નાલુ ! બાપુજીને જલ્દી બોલાવી લાવ તો. માને અપસ્માર થયો છે. "

નાલુ પછી એક બેન હતી... માધુરી. પણ એનું હુલામણું નામ બેંદી રાખ્યું હતું. સ્મૃતિએ એને કહ્યું : " બેન, અહીં આવ જોઉં. બાના મોઢા પર પંખાથી પવન નાખ. "

નાનો ભાઈ આ બધું જોઈને રડી ઊઠ્યો. સ્મૃતિ પાણીવાળો છેડો કરીને માતાના નયનો પર ફેરવવા લાગી. અને ખેંદીને કહ્યું : "આ ચલાણામાં જરા લવંડર નાખીને પાણી નાખતો. બાના માથા પર પોતાં મૂકવાં છે. જો સામેના ટેબલ પર ચપટી શીશી છે... તે જલ્દી લઈ આવ."

ખેંદીએ શીશી લાવીને મોટી બહેનના હાથમાં આપી. સ્મૃતિએ પોતાનું પાણી તૈયાર કરી માના કપાળ પર પોતાં મૂકયાં.

સતીપદ દોડ્યો આવ્યો: એની પાછળ મૃગેન્દ્ર હતો. સતીપદે બાળકોને જોઈને કહ્યું : "ચારે તરફ આ ગિરદી શી મચાવી છે ? જરા હવા તો આવવા દો. નાલુ, આ બધાંને લઈને તું ઓસરીમાં જા."

બાળકોએ ભારે કલરવ મચાવ્યો હતો. નાલુ બધાને લઈને ઓસરીમાં ગયો. મૃગેન્દ્રે કહ્યું : "આટલામાં કોઈ દાક્તર નથી ?"

સતીપદે કહ્યું : "છે પણ...ઠીક, અરે નાલુ, જરા ઉતાવળો જઈને ગૌરિશંકરને બોલાવી લાવતો. કહેજે, જલ્દી આવે તબિયત ખરાબ છે."

નાલુ એકદમ ગૌરીશંકર દાક્તરને બોલાવવા દોડ્યો.

સતીપદે કહ્યું : "સ્મૃતિ, લાવ હું પોતાં મૂકું છું. તું જરા મુસંબીનો રસ તૈયાર કરી લાવ...સાથે એક ચમચી લાવજે."

લવંડરનું ચલાણું પીતાના હાથમાં મૂકીને સ્મૃતિ મુસંબીનો રસ તૈયાર કરવા ગઈ.

મૃગેન્દ્રે ખેંદીને કહ્યું : "પંખો મારા હાથમાં દે." કહી પંખો હાથમાં લઈ તે પવન નાખવા માંડ્યો.

સતીપદે કહ્યું : "વૈદ્યની દવાનું કશું પરિણામ ન આવ્યું. ઉત્તરોત્તર સ્થિતિ બગડતી ગઈ."

મૃગેન્દ્રે કહ્યું : "શરીર સાવ ધોળી પૂણી જેવું થઈ ગયું છે !"

સતીપદે કહ્યું : "ભયંકર એનિમિક છે. શરીરમાં લોહી જોઈએ."

મૃગેન્દ્રે કહ્યું : "જુઓ, દાક્તર કહેતો, હું ખૂબ સ્વસ્થ છું – લોહી આપી શકીશ."

સતીપદે ગંભીર સ્વરે માત્ર એટલું જ કહ્યું : "હં..."

આંખની સામે પત્નીની આ વ્યથાભરી કરુણ મૂર્તિ જોઈને સતીપદનું ચિત્ત એકદમ વ્યગ્ર બની ગયું. ધીરેધીરે દરદ આટલું બધું ગંભીર બની ગયું છે! આ કેવો દીન, પાંડુ કરમાયેલો દેહ! સતીપદની આંખ સામે અઢાર વર્ષ પહેલાની છબી જાગી ઊઠી...સુંદર વસ્ત્રોમાં લક્ષ્મીસમુ સૌન્દર્ય લઈને પોતાની સામે કોઈ રૂપરાણી ખડી થઈ છે! નવવધુ! બનારસી સાડી પહેરી હતી: લલાટ પર ચંદનની રેખા, ગળામાં જૂઈના ફૂલોની વિશાળ માળા, અધર પર શરમભર્યા હાસ્યની જ્યોત્સના ધારા! સતીપદે એ સમયે વિચારેલું કે પોતાનુ જીવન આ હાસ્યની જ્યોત્સના ધારામાં સદાય ઉજ્વળ રહેશે!...ત્યાર પછી પ્રણયની એ માયાભરી લીલા ... મધુરો કલહ, માન–અભિમાન, હાસ્ય અને આંસુના આનંદ ઝૂલે ઝૂલીને જાણે જીવન રમી રહ્યું હતું. પ્રણય–કુંજમાં પ્રથમ દર્શન સ્મૃતિએ આવીને દીધાં! ત્યાર પછી...

પ્રકાશભર્યા ગગનમંડળમાં મેઘનો સંચાર થયો! ધીરે ધીરે એ મેઘ જામવા માંડ્યો. અને આજ...

અઢાર વર્ષની વિચિત્ર છબી એક જ પળમાં સતીપદની આંખ સામેથી ખસવા માંડી. કેવું સુખ હતું! કેટલો આનંદ હતો! વેદનાથી સતીપદનું હ્રદય ધમકવા માંડ્યું.

મૃગેન્દ્રે કહ્યું : "જુઓ, આંખો ખોલી..."

સ્મૃતિ મુસંબીનાં રસનો પ્યાલો લઈને માતાની શય્યા પાસે ઊભી રહી હતી: સતીપદે કહ્યું : "ચમચીવતી તું જ પાઈ દે. મારો તો હાથ ધ્રૂજે છે. હું નહિ પાઈ શકું."

સતીપદ જરા પાછો ખસ્યો. સ્મૃતિએ ચમચી ભરીને કહ્યું : "બા, ઓ બા..."

માના મોઢામાં કોઈ શબ્દ નહોતો. માત્ર સ્થિર દૃષ્ટિ...જાણે

કોઈને પોકારી રહેલ છે! મૃગેન્દ્રે કહ્યું: "મારા હાથમાં પ્યાલો આપો... આ કાર્ય હું જાણું છું."

ચમચી હાથમાં લઈને મૃગેન્દ્રે પદ્માવતીનું મોઢું પકડયું: કહ્યું: "જરા મુસંબીનો રસ લ્યો... કંઈક શાંતિ મળશે."

પદ્માવતીની નજર છતાંયે સ્થિર હતી. સ્મૃતિએ કહ્યું: "લાવો મારા હાથમાં..."

ખોળામાં માતાનું માથું લઈને સ્મૃતિએ રસ પાવો શરૂ કર્યો, પરંતુ હોઠના બંને ખૂણા પાસેથી રસ બહાર નીકળી ગયો. સતીપદે પદ્માવતીનો હાથ પકડીને કહ્યું: "ના, નાડી તો સારી ચાલે છે..."

દાક્તરને લઈને નાલુ આવ્યો. દાક્તરની ઉમ્મર મોટી નહોતી. સતીપદે કહ્યું: "ભાઈ જરા જોતો..."

ગૌરીશંકરે રોગની પરીક્ષા કરીને કહ્યું: "ખૂબ નબળાઈ છે. આ શું આપો છો? મુસંબીનો રસ! પી શકતાં નથી કેમ? લાવો મારા હાથમાં."

દાક્તરે યુક્તિપૂર્વક મુસંબીનો રસ પદ્માવતીને પાઈ દીધો. થોડીવાર પછી દરદીએ નિશ્વાસ નાખ્યો.

ગૌરીશંકરે કહ્યું: "કોની ચિકિત્સા ચાલે છે?"

સતીપદે કહ્યું: "ચિંતાહરણ વૈદ્યરાજ આવે છે."

ગૌરીશંકરે પૂછ્યું: "એ શું કહે છે?"

સતીપદે કહ્યું: "એ કહે છે કે, ભય નથી. પણ સમય લાગશે."

દાક્તરે કહ્યું: "ખોટી વાત! આવા શરીરમાં હૃદય ક્યાં સુધી ટકી શકે? શક્તિ અને લોહીની પ્રથમ જરૂર છે. હેમો ગ્લુબિનની કદી દ્રાય કરી છે?"

સતીપદે કહ્યું: "ના... ભાઈ, હવે દરદીનો ભાર તું જ માથે લે."

દરદીને ફરીવાર તપાસીને દાક્તરે કહ્યું: "રોગ ઘણો ભયંકર છે... નવાણું ટકા આશા નથી."

સતીપદના હૈયાપર જાણે કોઈએ પત્થર મૂક્યો... શ્વાસનો જાણે અવરોધ થવા માંડ્યો! દરદીની દવા ચાલે છે છતાંય આવી સ્થિતિ! દર સુવાવડે કંઈક આવું થયા કરે છે... પણ વૈદ્યરાજની દવાથી...

પણ ભ્રમણા! જે નૌકામાં તીરાડોનો અંત નથી, તે નૌકા પ્રલય વંટોળ સામે સાગરમાં ક્યાં સુધી ઝૂરી શકે? એ તીરાડોને ક્યાં સુધી સાચવી શકાય! સતીપદના અંતરાત્માએ ધિક્કાર વર્ષાવતાં પોતાની જાતને કહ્યું : 'ઓ મૂઢ, આવું જ તારું કર્તવ્ય હતું! દરદીની સામે કદી દૃષ્ટિ પણ કરી નથી! દરદનો પ્રવાહ દરદીને મૃત્યુ તરફ ઢસડી રહ્યો છે...!' સતીપદ કશું બોલી શક્યો નહિ

મૃગેન્દ્રે કહ્યું : "અન્ય કોઈના સહકારની જરૂર છે?"

દાક્તરે કહ્યું: "હા. કાલે જ કોઈને બોલાવવા પડશે."

મૃગેન્દ્રે કહ્યું : "આપ કોને બોલાવવા ચાહો છો, ચિઠ્ઠી લખી આપો. હું આજ રાતે એને મળીને નક્કી કરી લઈશ."

ગૌરીશંકરે કહ્યું : "આપણે બધા બહાર જઈએ. દરદી પાસે ભીડ રાખવી યોગ્ય નથી."

મૃગેન્દ્રે કહ્યું : "કોઈ બળવાન માણસનું લોહી ન આપી શકાય?"

દાક્તરે કહ્યું : "કાલે નક્કી કરશું."

મૃગેન્દ્રે કહ્યું : "એ માટે હું તૈયાર છું."

દાક્તરે કહ્યું : "તમે ચિંતા ન કરો. કાલે મસલત કરીને જે નક્કી થશે તે કરશું. આપણે હવે બહારના ખંડમાં જઈએ."

ગૌરીશંકર અને મૃગેન્દ્રને લઈને સતીપદ બહાર આવ્યો. સ્મૃતિ ભારે હૈયે માની સ્થિતિ નિહાળી રહી હતી: એ લોકોના ગયા પછી તે માની પડખે બેઠી – માતાનો દુર્બળ હાથ પોતાના હાથમાં લઈને પંપાળવા લાગી.

માના ચહેરા પર મૃદુ હાસ્ય પ્રગટ્યું. પરંતુ એ હાસ્ય જોઈને શરીરનું લોહી સૂકાઈ જાય! સ્મૃતિએ કહ્યું : "પીડા થાય છે?"

આંખથી માએ જણાવ્યું : ' હા. '

સ્મૃતિએ પ્રશ્ન કર્યો : " ક્યાં પીડા થાય છે ? "

દુબળા અને ધ્રૂજતા હાથની લોહી વગરની આંગળીદ્વારા માતાએ છાતીમાં દરદ થાય છે એ બતાવ્યું.

સ્મૃતિએ ચમકીને કહ્યું : " છાતીમાં ? "

માતાએ આંખો બંધ કરી. સ્મૃતિ એક નિશ્વાસ નાખીને મા સામે જોઈ રહી.

બારણા પાસે બધાં બાળકો ચિત્રમાં અંકિત કરેલાં પુતળાં માફક સૂનમૂન થઈને ઊભાં હતાં. સ્મૃતિએ કહ્યું : " તમે કોઈ ગભરાશો નહિ, હો. જાઓ બધા નીચે જઈને રમો. બાને હવે સારું છે – ઘડીક સૂઈ જશે. "

સાંત્વન ખાતર કહેલા શબ્દો સાવ જૂઠા કહેતાં સ્મૃતિનો અંતરાત્મા રડી ઊઠ્યો. આંખમાંથી આંસુ વહેવા માંડ્યા. આશ્વાસન મળતાં બધાં બાળકો નીચે ચાલ્યાં ગયાં. કોઈના મોઢામાં શબ્દ પણ નહોતો. કોઈ મહાવિપદની છાયા નિહાળીને બાળકોની વાણી સાવ વિલુપ્ત બની ગઈ હતી !

સ્મૃતિએ હળવેથી કહ્યું : " નાલુ . . . "

નાલુએ કહ્યું : " કેમ મોટી બહેન ? "

સ્મૃતિએ કહ્યું : " એકવાર જદુ ફૈઈને બોલાવી લાવતો ભાઈ. ભાત ચૂલે મૂક્યા છે – તે આવીને જોઈ જાય. મારાથી માની શય્યા છોડી શકાય તેમ નથી. નહિતો પછી બાળકો બધાં ભૂખે ટળવળશે. કહેજે પાંચ મિનિટ માટે આવી જાય. દાળ શાક તો તૈયાર છે. "

નાલુ જદુ ફૈઈના ઘર તરફ રવાના થયો.

છાતી ઉપર બંને હાથ રાખીને મા પડી હતી – આંખો ખુલ્લી હતી. સ્મૃતિએ કહ્યું : " બા . . . "

માએ સ્મૃતિ સામે જોયું. અસહાયતાની કરુણ વેદના એ નજરમાં ભરી હતી !

સ્મૃતિએ કહ્યું : "હવે દવા આપું?"

માના ચહેરા પર શુષ્ક હાસ્ય પ્રગટયું. એ હાસ્યથી સ્મૃતિનું હૈયું ધ્રૂજી ઊઠયું. ઔષધની ગોળી લઈ, ખરલમાં ઘૂંટી તેણે માના મોઢામાં એ દવા નાખી, બે ઘૂંટડા પાણી પાયું. માએ એક નિશ્વાસ નાખ્યો. ખરલ ધોઈ, એક તરફ મૂકીને સ્મૃતિ પુનઃ માતાની શય્યા પર બેઠી.

માએ પડખું ફરી સ્મૃતિના ખોળા પાસે માથું રાખીને કહ્યું : "સ્મૃતિ..."

સ્મૃતિએ નીચા નમીને કહ્યું : "કેમ શું કહે છે બા?"

માએ કહ્યું : "એક વાત કહેવી છે..."

ઉત્સુક નજરે સ્મૃતિ મા સામે જોઈ રહી. માએ કહ્યું : "લીલા રંગની પતરાની પેટી છે ને... તેમાં મારાં જૂનાં કપડાં પડ્યાં છે. એ કપડાં તળે થોડાક રૂપિયા પડ્યા છે."

વાત કહેતાં માતાને કષ્ટ થતું હતું: સ્મૃતિએ કહ્યું : "એ બધી વાત રહેવા દે બા..."

"ના, કહેવા દે. કદાચ ફરીવાર હું ન કહી શકું!"

સ્મૃતિનું હૃદય કંપી ઊઠયુંઃ આંખમાં આંસુ ઊભરાયાં. સ્મૃતિએ માને વાત કરવાનો નિષેધ કર્યો, પણ હૈયામાં આંસુના વાદળ એકઠાં થયાં હતાંઃ ગળામાં કોઈ શબ્દ ન આવી શકયો.

માએ કહ્યું : "સંસારની માયા..." મા વાકય પૂરું કરે એ પહેલાં જ એને હળવો શ્વાસ ચડ્યો. ભીની આંખે સ્મૃતિએ મા સામે જોયું. માએ ઘડીક વિરામ લઈ ને કહ્યું : "એ રૂપિયામાંથી તારા બાપુ માટે એક કૉલેજનો પોષાક કરાવવાનો છે. કાલેજ કૈલાસ કાપડિયાને બોલાવે તો હું મારી આંખે કપડું પસંદ કરી દઉં. નાલુ માટે પણ એમાંથી કપડાં કરાવવાના છે."

એક સાથે આટલું બધું બોલતાં માને શ્વાસ ચડ્યો. તેણે આંખો બંધ કરી. સ્મૃતિ કાષ્ઠ માફક બનીને મા સામે જોઈ રહી. આવા

મહા રોગમાં પ્રાણ તરફડી રહ્યો છે, છતાં પણ સ્વામીને ભૂલી શકતી નથી! સ્મૃતિનું હૈયું મમતાથી છલકી ગાઠયું.

માએ ફરી કહ્યું: "એ પૈસામાંથી રાણીની માને સાત રૂપિયા આપજે. બાકીના પૈસામાંથી તારા માટે અને બાળકો માટે જે કંઈ જરૂરનાં કપડાં જોઈએ તે કરાવજે ..."

આ શબ્દો પાછળ વિદાય વેળાની વેદના ભરી ઝાંખી હતી! એ સમજીને સ્મૃતિનું હૃદય વ્યથાથી ભરાઈ ગયું. દરદીના આ નાના ઓરડા પાછળ રાત્રિના અંધકારથી છવાયેલો કોઈ અનંત અને અજાણ્યો માર્ગ છે! એ માર્ગે મા જઈ રહી છે. અને આ બધા? નિરુપાય ચિત્ત લઈને ઘરના બારણા પાસે બેસી માની એ મહાયાત્રા જોઈ રહેલ છે!

આંસુના વેગ સાથે સ્મૃતિ ઢળી પડી અને આર્ત સ્વરે બોલી: "બસ ... બા, હવે ન બોલ ... હવે ન બોલ ... મારું હૃદય ફાટી જાય છે. શું થવાનું છે એ હું સમજુ છું છતાં પણ ..."

શાંત અવિચલ સ્વરે માએ કહ્યું: "રડીશ નહિ બેટા, તમને છોડીને વિદાય થવાનું શું મને મન થતું હશે?"

હૃદય વચ્ચે જાણે કોઈ ધક્કો મારી રહ્યું હતું: માનો સ્વર બંધાઈ ને નીરવ બની ગયો. ઘણીવાર સુધી સ્તબ્ધ રહીને માએ કહ્યું: "પણ રહેવાનો કોઈ ઉપાય દેખાતો નથી."

ઉપાય નથી, ખરેખર નથી! સ્મૃતિએ પણ સગી નજરે એ જોયું. રોગની શરુઆતથી ચેતી ગયા હોત અને રોગ સામે પ્રાણપણે આયોજન કર્યું હોત તો બચાવવાનો ઉપાય રહેત! પણ વૈદ્ય દાક્તરોના ખોટા આશ્વાસન પર શા માટે વિશ્વાસ રાખ્યો? હંમેશ વૈદ્ય દાક્તરના કહેવા પ્રમાણે ઔષધ ખવરાવવામાં આવે છે, પણ રોગશય્યામાંથી માને બેઠી કરવાનું બળ એ ઔષધોમાં કદી ન દેખાયું! આ બધું નજરે જોવા છતાં પણ શા માટે પોતે નિશ્ચિંત મને બેસી રહી! પોતે પણ એ લોકોના વિચારો સાથે મળતી થઈને માને આમ દૂર

દૂર ધકેલી રહી હતી! આજ આ મમતા હૈયામાં જાગૃત કરવાથી શું લાભ? સંસારના કામમાં સઘળી શક્તિ ખર્ચવા કરતાં માની સેવામાં એ શક્તિ શા માટે ન ખર્ચી? કઈ આશાના સ્વપ્નમાં પોતે આવી મહાન ભૂલ કરી બેઠી છે? આ ભૂલના સંશોધનનો હવે સમય પણ નથી રહ્યો! આ વિચારો સ્મૃતિના હૃદયને દળી રહ્યા હતા.

માએ કહ્યું: "તું સમજુ છે દીકરી, રડીશ નહિ! હૃદયને કઠણ કર. કોઈના માબાપ સદાય જીવતા નથી! મારા માબાપ મને પાંચ વર્ષની મૂકીને વિદાય થયાં હતાં! તું તો મોટી થઈ છે! પણ એક જ પાંતીનું દુઃખ છે કે હું તને હૈયાસરસી લઈ ને તારો આદર ન કરી શકી. આટલાં મારાં કમભાગ્ય! મારી સેવામાં અને મારા દુઃખમાં જ તમે બધાં ભાંડરૂ અડધાં થઈ ગયાં છો, એ દુઃખ સાથે મારે જવું પડશે એ જ મારી વ્યથા છે!"

માના પ્રત્યેક શબ્દો વજ્રની માફક સ્મૃતિના હૈયા પર ઘા કરી રહ્યા હતા. જાણે મન ઉપર કોઈ ભયાનક અગ્નિચક્ર ચાલી રહ્યું હતું! સ્મૃતિ નીરવભાવે માની વાત સાંભળી રહી હતી.

માએ કહ્યું: "તારા માટે અને નાલુ માટે મને બહુ ચિંતા નથી. દુઃખની સામે લડીને તમે બંને કઠણ થઈ ગયાં છો, પણ આ બધાં નાના બાળકોનું ખૂબ ધ્યાન રાખવું પડશે! છાનુને વારંવાર શરદી થઈ જાય છે, બચુની પ્રકૃતિ પણ સારી નથી રહેતી. અઠવાડિયામાં બે વખત ઘસારો પાવાનું તું ભૂલીશ નહિ. તારા માથા પર કેટલો બોજો મૂકતી જઉં? તું પારકે ઘેર જઈશ ત્યારે શું થશે! એ કોઈ દિશાએ નજર રાખે તેમ નથી. એમને કમરની પીડા પણ ભયંકર છે. કદી માલીશ ન ચૂકાય એ તારે સંભાળવું પડશે. એ તો કદી સાંભળશે નહિ – પણ તારે તારા બાપુ પર કાબૂ રાખવો પડશે. એમના મનની ગંભીર વેદના હું જાણું છું. તું ખૂબ સંભાળ રાખજે. એમના ઉપર સંસારનો ભાર પડશે તો બધાં ભાઈ બહેન રસ્તાના ભિખારી બની જશે!"

સ્મૃતિથી હવે સહન ન થયું: અશ્રુના પ્રબળ વેગ સાથે તે બોલી ઊઠી : "બસ કર બા, શાંત રહે ! હું બધું જાણું છું...તારે મને કશું સમજાવવું નહિ પડે. હું સમગ્ર બળ સાથે તારા સંસારને સાચવી રાખીશ. બા, મારી બા, તું હવે શાંત રહે."

માએ સ્મૃતિનો હાથ પોતાના હાથમાં લીધો. માના નયનોમાંથી આંસુ ખરી રહ્યા હતાં.

સ્મૃતિએ માના આંસુ લૂછી નાખ્યાં. માએ કહ્યું : "હું જાણું છું, બેટા ! તું સઘળો બોજ સહી શકીશ. જગતની નજરે હું તારી મા છું, પણ મારા અંતઃકરણથી હું સમજું છું કે તું મારી મા છે, હું તારી પુત્રી છું ! જો પુર્વજન્મ હોય તો, હું તારા પેટે જનમ લઉં એ મારી ભગવાન પાસે છેલ્લી પ્રાર્થના છે !"

સ્મૃતિએ કહ્યું : "તું શાંત નહિ રહે બા ? તું શાંત રહે... આ શબ્દો સાંભળીને મને ઘણું કષ્ટ થાય છે. હું સઘળું સમજુ છું બા...તું વધુ કહીને મારા મનને ભારે ન કર...તારે હવે શાંતિ રાખવી જોઈએ."

૫

# અંતિમ શય્યા

ત્યાર પછી એક દિવસે મહા સંગ્રામ મચ્યો. કલકતાથી મોટા દાક્તરને મૃગેન્દ્ર જાતે જઈને બોલાવી લાવ્યો. દસ વાગ્યા હતા. દાક્તરે દરદીને તપાસીને કહ્યું: "આ સ્થિતિમાં મને બોલાવવાની જરુર નહોતી. દરદી માટે કોઈ આશા નથી."

દાક્તરની વાત સાંભળીને મૃગેન્દ્રે કહ્યું:–"કોઈ સ્વસ્થ માણસનું રક્ત આપવામાં આવે તો?"

દાક્તરે કહ્યું: "એનું કશું પરિણામ નહિ આવે. આંતરડાનો ક્ષય છે, અને મૃત્યુએ એવી જાળ પાથરી છે કે એ જાળ તોડવી શક્ય નથી!"

સર્વનાશ! આ તે શબ્દો હતા કે અંગારા? મૃગેન્દ્રની આંખ સામે સારી યે પૃથ્વી જાણે અલોપ થવા માંડી. એના મનમાં થયું: પોતે ઘણા સમયથી અહીં આવે છે, શા માટે વહેલાં પ્રયત્ન ન કર્યો ભગવાન...

દાક્તર ચાલ્યો ગયો. બારી પાસે સાવ અચેત ભાવે મૃગેન્દ્ર ઊભો રહ્યો. આ સંસારની એક છબી જાણે હંમેશ માટે ભૂંસાઈ રહી હોય, એમ મૃગેન્દ્રને લાગ્યું. સ્મૃતિ ગરમ જળનું પાત્ર લઈને બાજુમાંથી પસાર થઈ. જાણે કોઈ છાયામૂર્તિ!

સતીપદ બજારમાં ગયેલ, આવીને તેણે બૂમ મારીઃ "સ્મૃતિ..."

"આવી બાપુ...!" કહીને સ્મૃતિ બહાર આવી. મૃગેન્દ્રે એના સામે જોઈ, એક નિશ્વાસ નાખીને કહ્યુંઃ "શેક આપતા હતાં?"

"હા. બાના હાથ પગ ઠંડા છે."

મૃગેન્દ્રે કશો ઉત્તર ન આપ્યો. સ્મૃતિએ કહ્યુંઃ "જ્યાં સુધી પ્રાણ છે, ત્યાં સુધી પ્રયત્ન કરી લઉં."

દાક્તરની વાત સ્મૃતિએ પણ સાંભળી હતી, પણ એથી હૈયાને ભાંગીને વેદનામાં બળ્યા કરવું પાલવે તેમ નહોતું! પ્રયત્નનું કશું પરિણામ નહિ આવે, એ જાણવા છતાં યે આશા કેમ છોડી શકાય? હૈયું કઠણ કરીને છેલ્લી પળ સુધી લડવું જ જોઈએ!

મૃગેન્દ્રે કહ્યુંઃ "આપ જાઓ, શેક કરો. હું એમની પાસે નીચે જાઉં છું."

સ્મૃતિએ કહ્યુંઃ "આજે કોલેજમાં રજા છે?"

"ના, પણ આજ અમે જવા ઈચ્છતા નથી."

આ વાતનો કશો ઉત્તર ન આપતાં સ્મૃતિ ઘરમાં ચાલી ગઈ.

ત્રણ વાગે સંગ્રામ હળવો પડ્યો. પદ્માવતી વેદનાથી અસ્થિર બનીને આમ તેમ પડખાં ફેરવી રહી હતી. એકાએક દિવાલ તરફ પડખું ફેરવતાં એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો,–સાથો સાથ આંખો મીચી દીધી. અસ્થિરતાના ઘેનમાં સ્મૃતિનો હાથ પોતાના હાથ વચ્ચે દબાવી રાખ્યો હતો.

સ્મૃતિએ માન્યું, પરિશ્રમના કારણે નિદ્રા આવી છે! સ્મૃતિ પણ ઘણી રાત્રિઓના ઉજાગરાથી થાકી ગઈ હતી. માતાના ઓસીકા પાસે માથું રાખીને તે પણ જરા આડી થઈ. ઘરમાં અન્ય કોઈ હતું નહિ! સતીપદને લઈને મૃગેન્દ્ર ઓકસીજનનો બાટલો લેવા ગયો હતો. બહારના ખંડમાં દાક્તર ગૌરીશંકર બેઠા બેઠા...

સ્મૃતિની નિદ્રા ભાંગી ત્યારે સંધ્યાનો અંધકાર ઘેરાઈ રહ્યો હતો. સ્મૃતિ ઊઠી. ધીરે ધીરે તેણે પોતાનો હાથ માતાના હાથમાંથી ખેંચ્યો.

જાણે અનંત સ્નેહનું અતૂટ બંધન! માના હાથનો સ્પર્શ કરતાં જ સ્મૃતિને સમજાયું કે માનો હાથ લોઢા જેવો કઠણ અને બરફ જેવો શીતળ છે! સ્મૃતિએ ભયપૂર્વક બૂમ મારી: "બા..."

પણ કોઈ અવાજ નહોતો! નદીના કિનારે એ વખતે ઇલીશ માછલી ભરેલી બે નૌકાઓ આવીને ખડી હતી. પ્રચંડ કલરવ મચ્યો હતો. હંમેશનો એ પરિચિત સ્વર અથડાઈ રહ્યો છે! આહ્!

સ્મૃતિએ ફરી પોકાર કર્યો: "બા...ઓ બા..."

કશો પ્રત્યુત્તર નહોતો! માની આંખો સામે જોતાં જ સ્મૃતિએ વિચાર્યું, જે બનવાનું હતું, તે શું બની ગયું? અભાગિની માતાની સમસ્ત જ્વાળા જાણે નિવૃત બની છે! સ્મૃતિએ એક ચિત્કાર કર્યો.

પાડોશની સ્ત્રીઓ આવી. ક્ષમાદેવી વૃદ્ધ હતાં. આવા કામમાં એમની સલાહ મહત્વની ગણાતી. ક્ષમાદેવીએ આવતા વેંત ધમાલ મચાવી. 'લાલ નવી સાડી લાવો, સિંદુર લાવો, ફૂલની માળા મગાવો.' આ પ્રમાણે આજ્ઞા કરીને તેમણે કહ્યું: "આ કામ પૂરું થયા પછી સહુ રડજો. અત્યારે રડવું બંધ કરીને સ્ત્રીનું કર્તવ્ય બજાવવું જોઈએ."

આવું જ સ્ત્રીનું કર્તવ્ય! ક્ષમાદેવીએ બૂમ મારી: 'સતીપદ ક્યાં છે? આવ ભાઈ, તારા હાથે જ સેંથામાં સિંદુર પૂરી દે–પદ્મા તો ભાગ્યશાળી થઈ! સ્ત્રી જાતિને આથી મહાન ભાગ્ય શું હોય? જરાય દુઃખી ન થઈશ ભાઈ..."

સ્મૃતિ તો જાણે પત્થરની પ્રતિમા સમી થઈ ગઈ હતી! આંખમાં આંસુ નહોતાં! ભાઈ બહેનોએ એક તરફ રડારોળ કરી મૂકી હતી–સ્મૃતિએ કોઈને રોક્યાં નહિ. ક્ષમાદેવીના પ્રશ્નનો ઉત્તર આપતાં સ્મૃતિએ કહ્યું: "માને લગ્ન સમયની બનારસી સાડી પહેરાવજો."

ક્ષમાદેવીએ કહ્યું: "એ તો કિંમતી છે, બેટા! જે ગયેલ છે, તે તો ગયેલ જ છે...પછી નકામી શા માટે આવી કિંમતી સાડી..."

"મા કરતાં સાડીની કિંમત વધારે નથી, ક્ષમા ફઈ. મારી

બાએ ઘણું કષ્ટ ભોગવ્યું છે...કદી એકાદ સારું વસ્ત્ર પહેરવાનો પણ અવસર નથી મળ્યો. એ સાડી માની સાથે જ ભલે જતી..."

ક્ષમાદેવીએ કહ્યું: "ગાંડાઈ ન કર બેટા! તારી બાને શી જાણ થવાની હતી કે, શું પહેરીને ગઈ છું. નકામો દુરુપયોગ કરવો એટલું જ!"

સ્મૃતિએ કહ્યું: "માને જ્યારે ગુમાવી છે, ત્યારે એકાદ બનારસી સાડીની માયાનો ત્યાગ કરી શકાશે ફઈબા..."

ક્ષમા ફઈનો મિજાજ બગડ્યો. એમની વ્યવસ્થામાં શું ડહાપણ? તે મૌન રહ્યાં–ચાલ્યાં ન ગયાં–કારણ: આવો પ્રસંગ કંઈ હંમેશ નથી બનતો, તે સિવાય ક્ષમા ફઈનું નામ મશહૂર હતું. સારા કામમાં અને સ્મશાન કૃત્યમાં ક્ષમા ફઈ હાજર ન હોય તો બધું વૃથા લાગે!

લોકોને ભેગા કરતાં વાર ન લાગી. શહેરની બાજુમાં હોવા છતાં પણ હજી બાલી શહેર નહોતું થયું. મૃગેન્દ્રે પૈસા આપીને માણસને ફૂલ લેવા માટે કલકત્તા મોકલ્યો હતો. માણસને કહ્યું હતું કે ટેકસી લઈને આવે.

બનારસી સાડી ઓઢાડી, સેંથામાં સિંદૂર ભરી પદ્માવતીને અનંત શય્યામાં સુવાડી. સ્મૃતિએ માતા સામે નજર કરી–રોગની યાતના વિલય પામી હતી. મૃત્યુના સ્પર્શથી માનું રૂપ સોગણું ખીલી ઊઠયું હતું! ઘણો પ્રયત્ન કરવા છતાં પણ સ્મૃતિ આંસુને રોકી શકી નહિ.

કંપતા અધરે તે રડવા લાગી.

ક્ષમા ફઈએ કહ્યું: "આજનો દિવસ બરાબર સારો નથી, થોડુંક છાણ જોઈશે."

ગળગળા સ્વરે સ્મૃતિએ કહ્યું: "ફઈબા, તમે ક્ષમા કરો. છાણ લીંપીને હું મારી માને વિદાય નહિ કરું. માને ફૂલો ઉપર ખૂબ મમતા હતી, રોગમાં પડી હતી છતાં પણ એની શય્યા પાસે ફૂલો રહેતાં!"

અંતિમ શય્યા પર મૃગેન્દ્રે મંગાવેલા ફૂલો બીછાવ્યાં.

ક્ષમા ફઈ એ કહ્યું : "નિયમને માનવા જોઈ એ સ્મૃતિ, નહિ તો અકલ્યાણ થાય."

"આથી મોટું અકલ્યાણ અમારે માટે બીજું શું થવાનું હતું, ફઈબા? તમે માફ કરો."

ભારે વિચિત્ર છોકરી! ક્ષમા ફઈ કંઈક કહેવા જતા હતાં ત્યાં મૃગેન્દ્રે સ્મૃતિનો પક્ષ લેતાં કહ્યું : "આ છાણ બાણ અંતિમ શય્યામાં ન નાખી શકાય. આ ફૂલોની સૌરભમાં જ અમે એમના યક્ષને અને સ્મૃતિને યાદ કરશું."

ક્ષમા ફઈ વક્ર નયનો કરીને એક તરફ સરકી ગયાં.

ઘોષાલ ગૃહિણીએ કહ્યું : "બધાં બાળકોને ગંગામાં નવરાવવા માટે..."

સ્મૃતિએ કહ્યું : "એ બધું હું કરીશ. તમે ચિંતા ન કરતાં."

ઉમ્મર લાયક સ્ત્રીઓ વિરક્ત ચિત્ત સાથે સ્તબ્ધ બની ગઈ.

શબને ઉઠાવતાં સતીપદે નિશ્વાસ સાથે કહ્યું : "આજ મારી વિજયાદશમી છે. આવી શાંત ગૃહિણીને...આવા અમૂલ્ય રત્નને આજ મેં ગુમાવ્યું!"

સ્મૃતિએ પિતા સામે ધડોક જોયું. તેના મનમાં કોણ જાણે ક્યાંથી એક જવાળા પ્રગટી! પિતાના એ શબ્દો મમતા વગરના પુરુષના સ્ત્રી જાતિ પ્રત્યે થતા વિરાટ પરિહાસ સમા જણાયા! તે બોલી : "બાપુ, તમે મૌન રહો. આ સમયે તમારા લાભ નુકશાનની વાત કરીને મારી માતાના આત્માને માયાના બંધનમાં બાંધવાનો પ્રયત્ન કરશો નહિ."

નાલુ રડતો હતો—બીજાં ભાંડરૂ પણ રડતાં હતાં. સ્મૃતિએ બધાને હૈયા સરસાં લઈને કહ્યું : "શાંત રહો ભાઈ, માનું દરદ મટી ગયું છે, માની બધી વેદના સમી ગઈ છે. આજ માને થોડોક આરામ લેવા દો! તમારું રુદન સાંભળીને માને ખૂબ દુઃખ થશે."

ગુપીએ કહ્યું : "આ બધા માને ક્યાં લઈ જાય છે!"

સ્મૃતિએ કહ્યું : "દવાખાનામાં."

છાનુએ કહ્યું : "બા અમારી સાથે કેમ બોલતી નથી?"

સ્મૃતિએ કહ્યું : "મા સૂઈ ગઈ છે, બેન."

છાનુએ કહ્યું : "મા આવી રીતે તો કદી સૂઈ જતી નહોતી. અમે આટલું રડીએ છીએ તો પણ..."

સ્મૃતિના નયનોમાં આંસુનું પૂર વહી રહ્યું હતું. બંને હાથ વતી છાનુને હૃદય સરસી લઈને તે બોલી : "બાનો રોગ દૂર થયો છે ને, તેથી બાને આજ ખૂબ નિદ્રા આવી ગઈ છે. બેન, રડીશ નહિ, માને એથી દુઃખ થશે."

મર્મવેધક દ્રશ્ય! આવડી વયે આવું દ્રશ્ય જેને જોવું પડે, એના જેવું દુર્ભાગ્ય બીજું કયું હોય?

દૂરથી સંભળાયું–' 'રામ બોલો ભાઈ રામ..."

ગુપીએ કહ્યું : "મોટાભાઈ તો ગયા...મને કેમ ન લઈ ગયા...!"

તેણે જવાનો પ્રયત્ન કર્યો. સ્મૃતિએ તેનો હાથ પકડી આશ્વાસન ભર્યા સ્વરે કહ્યું : "આપણે ગાડીમાં જઈશું હો..."

વેદના અને વ્યાકુળતાની સીમા નહોતી! આતે કઈ વિપદમાં પછાડયાં, ભગવાન! ભાંડરું વચ્ચે જ્યારે જ્યારે કોઈ પણ પ્રકારનો કલહ થયો છે, ત્યારે ત્યારે માએજ સૌનું સમાધાન કર્યું છે....!

અને આજ!

આજ તો જાણે સમગ્ર વિશ્વ શૂન્ય બની ગયું છે! સઘળા દ્વંદ્વ, વિરોધ, કલહ–કલરવ પોતાને જ ગમે તે ભોગે શાંત કરવા પડશે! જીવનના માર્ગ પર અનેક વંટોળ અને પ્રલય રહેલા છે–પોતાનું દુઃખ, વેદના, અશ્રુ, વ્યથા સઘળું દબાવીને આ મા વગરના અનાથ બાળકોને સંભાળી લેવા પડશે! આ બધો ભાર માતાએ વિદાય લેતાં પહેલાં એના મસ્તકે મૂકેલો છે. પિતા? એ તો છેઃ પરંતુ એમની મમતા કેટલી? પિતા તો એના કામકાજમાં, પાંડિત્યમાં, પુસ્તકોમાં, તર્ક

યુક્તિમાં, વિદ્યાર્થીઓમાં અને મિત્રોમાં મશગૂલ છે! એમની પાસેથી બાળકોએ કદી મમતા મેળવી નથી! એ સંભાળ પણ નથી રાખતા અને સ્નેહ પણ નથી રાખતા! બાળકો તો કેવળ માને ઓળખતાં હતાં. રોગશય્યામાં પડ્યા પડ્યા પણ માતાનો પ્રભાવ ઘરના પ્રત્યેક કાર્ય પર અનંત આકાશ માફક છવાયેલો રહેતો. એ માને ગુમાવીને આજ બધા જાણે અનાથ બની ગયા છે!

પણ સ્મૃતિ તો મોટી થઈ છે. એના દિલમાં ગમે તેટલું મહાન દુઃખ હોય પણ એ દુઃખને દબાવીને આજ તેણે માતાના આસન પર બેસવાનું છે. માતાના જેવું ધૈર્ય ધારણ કરીને ભાંડરુની વ્યવસ્થા કરવાની છે. સ્મૃતિના નયનોમાં આંસુ ન શોભે. કઠિન હૈયા વડે સમસ્ત વેદના દબાવીને માની માફક સ્નેહ અને સાંત્વના બિછાવવી પડશે! શોકના નહિ, વ્યથાના આંસુ નહિ—આ બધાને મનમાં દાટી દઈ ને ખડા રહેવાનું છે-જરા પણ ડગવાનું નથી.

દૂરથી વળી અવાજ આવ્યો: 'રામબોલો ભાઈ રામ!'

અત્યારે બધા મહાદેવના મંદિર પાસે ઊભા લાગે છે. અહીંથી સ્મશાને પાંચ મિનિટમાં પહોંચાશે! ત્યાર પછી!

સ્મૃતિના હૈયામાં પ્રબળ આંદોલન થયું. પણ ના... આ બધાંને કોની પાસે છોડી જવા? બધાને સાથે લઈ ને જઈ શકાય નહિ. માતાના ચંદ્ર જેવા વદન ફરતી આગની જ્વાળાઓ.... ઓહ...!

સ્મૃતિ ધ્રૂજી ઊઠી. માને હવે જોઈ શકાશે નહિ. ભગવાન સામે હજીય પ્રાર્થનાઓ કરવા છતાં પણ માના દર્શન નહિ થઈ શકે! સ્મૃતિ હતાશ હૈયે હળવા સ્વરે બોલી ઊઠી: "બા, ઓ બા, અમને આવી રીતે છોડી ગઈ?"

૬

# ભાંગેલી નૌકા

શ્રાદ્ધકાર્ય સમાપ્ત થયું. હિન્દુનું ઘર–શ્રાદ્ધ ન કરે તો મરેલાનો આત્મા શાન્તિ ન પામે! ભાઈ ભાંડરૂને ગમે તે પ્રકારે સમજાવી–પટાવી સ્મૃતિએ બધી વ્યવસ્થા કરી. ક્ષમા ફૂઈ ચાહીને ન આવ્યાં:– એમને તેડું મોકલ્યું ત્યારે તેમણે કહેવરાવ્યું કે: 'એ સુધરેલી છોકરીને નિયમ–કર્મ સમજાવવા કોણ આવે!'

શ્રાદ્ધકાર્યની સમાપ્તિ પછી એકાદ માસ ચાલ્યો ગયો. બહારના ખંડમાં મૌન ભાવે સતીપદ બેઠેલ, મૃગેન્દ્ર પણ નીરવ ચિત્તે બાજુમાં બેઠો હતો. નાના બચુને તેડીને સ્મૃતિ ખંડમાં આવી અને બોલી:
"બાપુ...!"

"આવ બેન..."

સ્મૃતિ ખંડની વચ્ચે ઊભી રહી. ખંડમાં કેરોસીનનું બેવડી વાટવાળું લેમ્પ પ્રકાશ પાથરી રહ્યું હતું. મૃગેન્દ્રે સ્મૃતિ સામે જોયું. સ્મૃતિએ લાલ સાડી પહેરી હતી–માથાના વાળ પીઠ પર થઈને કમર સુધી ઝૂલી રહ્યા હતા. એના ચહેરા પર ઉદાસિનતા છવાઈ હતી! આ પૃથ્વી પર જાણે કોઈ ઉર્ધ્વ લોકમાંથી ઉતરી આવી હતી! નયનોમાં જાણે ઉદાસ અને નિર્વિકાર ભાવ ભર્યો હતો! મૃગેન્દ્રે અન્ય દિશાએ દ્રષ્ટિ ફેરવી.

સ્મૃતિએ કહ્યું : "તમારે એકવાર ઊઠવું પડશે. દરજી આવ્યો છે, તમારા કોટનું માપ આપી દો."

આવા સર્વનાશમાં નવા વસ્ત્રો બનાવવાનું સ્મૃતિને કેમ સૂઝે છે! ઉદાસ કંઠે સતીપદે કહ્યું : "આ બધી ઉપાધિ શા માટે વધારે છે, બેન? નવા કોટની મારે કશી જરૂર નથી. નકામું એ બધું શા માટે?"

સ્મૃતિએ કહ્યું : "ના, માપ આપી જાઓ. મારી બાએ જાતે પસંદ કરીને તમારા માટે કોટનું કાપડ ખરીદી રાખ્યું છે." સ્મૃતિનો સ્વર ગંભિર હતો.

વેદનાથી સતીપદનો આત્મા ઝણઝણી ઊઠયો. થોડીવાર પહેલાં જ તેણે મૃગેન્દ્રને પત્નીની સેવાવૃત્તિ અને સદ્‌ભાવ સંબંધી વાતો કરેલી. રોગમાં સપડાયા છતાં એના મનમાં આખાયે કુટુંબ પર મમતા હતી. દરેક કાર્યમાં એની દ્રષ્ટિ હતી! કોલેજમાં જતી વખતે એકવાર મળી ન શકાય તો એના મનને સંતાપ થતો! એની ઇચ્છા અનિચ્છાનો એણે કદી વિચાર નથી કર્યો. જીવનના છેલ્લા દિવસ સુધી ઘરની તમામ વ્યવસ્થામાં એણે નજર રાખી છે. આ બધી વાતો કહેતાં કહેતાં સતીપદનો સ્વર ક્યારેક ગળગળો બની જતો— ક્યારેક શૂન્ય બની જતો. આજ તો એ છે નહિ....છતાં પણ મરતા પહેલાં સઘળી જવાબદારી પુત્રીને સોંપતી ગઈ છે! આવી આદર્શ પત્નીનો પોતે સત્કાર કરી શક્યો નહિ! આવા અણમૂલ રત્નને પોતે જાળવી શક્યો નહિ!

પુત્રીની વાતથી વરસો પહેલાંના સ્મરણો સતીપદના હૈયામાં જાગૃત થયાં. રોગની પ્રબળ યાતના વચ્ચે પણ પત્નીનો ચહેરો હંમેશ હાસ્યમય રહેતો; અંતરનું એ હાસ્ય એક ક્ષણ માટે પણ ઝાંખું પડયું નથી! સ્મૃતિની વાત પર પોતાનું ધ્યાન ન આપતાં સતીપદ ભુતકાળના સ્મરણો વચ્ચે મૌન રહ્યો.

સ્મૃતિએ કહ્યું: "બાપુજી, ઊઠો!"

સતીપદે પુત્રી સામે જોયું. પુત્રીના વદનપર પદ્માની જ છાયા હતી! સતીપદે કહ્યું: "શા માટે નકામી ધમાલ કરે છે?"

"ધમાલ નથી, તમે ઊઠો."

"પણ મારે નવા વસ્ત્રોની જરૂર નથી."

"તમારે ભલે જરૂર ન હોય, પણ હું મારી બાની ઈચ્છા ટાળી શકીશ નહિ. તમે નહિ આવો તો હું તમારો જૂનો કોટ દરજીને આપીશ."

સતીપદના મનમાં થયું: એકવાર અંદર જઈને પત્ની સાથે વાટાઘાટ કરી લઉં! પણ હાય, એ નથી! પહેલાં જ્યારે જ્યારે કોઈ પ્રશ્ન ઉપસ્થિત થતો, ત્યારે ત્યારે સતીપદ પત્ની સાથે વાટાઘાટ કરવા જતો! અત્યારે પણ એ આદતના કારણે....

પરંતુ એ નથી! એની વિદાય એવી આકસ્મિક થઈ છે કે, એ નથી એ વાત જાણે ભૂલાઈ જાય છે! કામકાજમાં મન પરોવાઈ જાય છે ત્યારે પણ મનમાં એમ જ રહે છે કે એ ઘરમાં પથારી પર સૂઈ રહી છે! પણ....

સ્મૃતિએ કહ્યું: "શું કહો છો? એમ જ કરૂંને?"

સતીપદે કહ્યું: "હા, તને યોગ્ય લાગે તેમ કર. મને નીરાંતે બેસવા દે."

સ્મૃતિ ચાલી ગઈ. એના મનમાં થયું: બા પાસે જઈને બાપુ માટે ફરિયાદ કરૂં! ભૂતકાળમાં ઘણીવાર આમ બનેલું: પિતા કોઈ વાતમાં સમ્મત ન થાય ત્યારે માતા પાસે જઈને સ્મૃતિએ ફરિયાદ કરેલી અને હસીને માતાએ તોડ કાઢેલો! આજ તો એ ઉપાય નથી! હંમેશને માટે ફરિયાદ કરવાનો માર્ગ બંધ થયો છે!

મૃગેન્દ્ર સૂનમૂન થઈને બેઠો હતો. તેનું તરુણ અને સરલ જીવન આ વેદનાના સ્પર્શથી ધ્રૂજી ઊઠયું! હાસ્ય કલ્લોલની પાછળ વિશ્વમાં આવા કરુણ સૂર પણ વાગતા હશે ને? જીવનની જે છબી તેના

મનમાં જાગૃત બની હતી, તે છબી આ કરુણ સૂરમાં કેવી ચીમળાઈ ગઈ છે ! એ કંઈક કહેવા જતા હતા ત્યાં એના જ અંતરની વાત સતીપદના મોઢેથી નીકળી પડી.

સતીપદે એક હળવો નિશ્વાસ નાખીને કહ્યું: "આ છે માણસની જીંદગી ! અવલંબન ગુમાવીને ધરતીપર ઢળી પડવા છતાં, બીજા પાંચ અવલંબન ધારણ કરવા માટે હૈયાથી પ્રયાસ કરે છે ! આ કેટલું મર્મવેધક..."

એની વાત પૂરી ન થઈ. બીજી બાજૂ છાનુએ આર્ત–રુદન શરુ કર્યું. મૃગેન્દ્ર એની તપાસ માટે ઊપડયો. સતીપદે જવાનો વિચાર કર્યો પણ એનાથી ઊઠી શકાયું નહિ. છાનુનો ચિત્કાર સપ્તમ સ્વરે પહોંચ્યો હતો.

મૃગેન્દ્ર બંને હાથપર છાનુને ઊઠાવીને બહારના ખંડમાં આવ્યો. સતીપદ પ્રશ્નભરી નજરે જોઈ રહ્યો.

મૃગેન્દ્રે કહ્યું : "કઠોડા પરથી ફળિયામાં પડી ગયેલ "

રડતા સ્વરે છાનુએ કહ્યું: "ગુપીએ ધક્કો મારીને પછાડયો."

મૃગેન્દ્રે સાંત્વન આપતાં કહ્યું: "ગુપીને હું લડીશ. તું સૂઈજા, હું જોઉં, હાથપગને કશી ઈજા તો નથી થઈ ને ?"

છાનુને સૂવાડી તપાસ કરીને મૃગેન્દ્રે કહ્યું : "ના, હાથ–પગ ભાંગ્યો તો નથી, પણ અહીં જરા લાગ્યું છે. ઘરમાં આયોડીન છે કે ?"

સતીપદે કહ્યું: "મને ખબર નથી, સ્મૃતિને ખબર હશે."

મૃગેન્દ્ર અંદર ગયો. ઓરડાના બારણા પાસે દરજી ઊભો હતો.

મૃગેન્દ્ર વિપદમાં પડયો. સ્મૃતિને શું કહીને બોલાવવી? નામ લઈને બોલાવવી ? પણ તેમ બોલતાં શરમ લાગી. દરજીને પૂછ્યું: "મોટી બહેન કયાં છે ?"

"ઉપર ગયાં છે."

મૃગેન્દ્ર ઘડીક ઊભો રહ્યો. ત્યાર પછી બોલ્યોઃ "એકવાર ઉપરથી એમને બોલાવો તો."

પણ સ્મૃતિ આવતી હતી. તેના હાથમાં એક કોટ હતો.

મૃગેન્દ્રે કહ્યુંઃ "છાનુના ઢીંચણપર લાગ્યું છે. આપના ઘરમાં આયોડીન છે?"

માથું નમાવીને સ્મૃતિએ જણાવ્યું, છે.

મૃગેન્દ્રે કહ્યુંઃ "તો જરા લાવી દો. સાથે જરા રૂ અને પાટો પણ લાવજો."

સ્મૃતિ મૌનભાવે ચાલી ગઈ. મૃગેન્દ્ર મૌનભાવે ઊભો રહ્યો. તેના સારાયે અંગમાં એક કંપારીનો અનુભવ થયો. જાણે આ ઘરમાં આજ પ્રથમ વાર જ પોતે આવ્યો હતો! ના...આ સંસાર તે દિવસે ભાંગેલ નૌકા જેવો નહોતો! અત્યારે આ સંસારની એવી સ્થિતિ છે કે ભાંગેલી નૌકાને સંભાળવાનું કામ કદાચ પોતાને પણ કરવું પડે! પણ એ કરતાં પહેલાં જેના આ હાલ થયા છે, તેની સાથે પરિચય વધારવો પડે! પણ...

સ્મૃતિ તરત પાછી ફરી. તેના હાથમાં થોડું રૂ અને ફાટેલ વસ્ત્રનો પાટો હતો. મૃગેન્દ્રે કહ્યુંઃ "લાવો, હું આયોડીન લગાવી દઈશ." કહીને તેણે હાથ લંબાવ્યો.

સ્મૃતિની સામે તેની નજર મળી. આવડી નાની વયે સ્મૃતિની દ્રષ્ટિમાં આ શું છે? ઉદાસિનતા અને નિર્લિપ્તતા! એ દ્રષ્ટિમાં જાણે પાષાણુની બનેલી તરુણી–પ્રતિમા!

મૃગેન્દ્ર રૂ અને પાટો લઈને ચાલ્યો ગયો.

પણ પાણી જોઈએ...થોડું પાણી! વળી પાછું આવવું પડ્યું. સ્મૃતિ એ વખતે દરજીને કોટનું માપ સમજાવી રહી હતી! એના શબ્દો જાણે કોઈ યંત્રમાંથી નીકળતા હતા. શબ્દોમાં માધુર્ય કે પ્રાણુ કશું નહોતું. મૃગેન્દ્રને જોઈને સ્મૃતિએ તેના સામે જોયું. આંખની

દૃષ્ટિ એવી જ ઉદાસ હતી! મૃગેન્દ્રે સંકોચ સાથે કહ્યું: "જરા પાણી જોઈએ."

સ્મૃતિ ઊભી થઈ. મૃગેન્દ્ર કશું બોલ્યો નહિ. ત્યાર પછી સ્મૃતિએ પાણીનો એક પ્યાલો લાવીને મૃગેન્દ્રના હાથમાં મૂકયો. મૃગેન્દ્રે કહ્યું: "જરા ધોવું પડે તેમ છે."

મૃગેન્દ્ર ગ્લાસ લઈને ચાલ્યો ગયો. સ્મૃતિએ દરજીને કહ્યું: "તું બરાબર માપ લઈ લેજે. છાનુને લાગ્યું છે તે હું જઉં છું."

બે દિવસ પછીની વાત છે.

સંધ્યા સમયે સ્મૃતિ ભાંડરૂને લઈને ઉપરની ઓસરીમાં અભ્યાસ કરાવી રહી હતી. મૃગેન્દ્રે આવીને કહ્યું: "હું કહેવા આવ્યો છું."

સ્મૃતિએ મૃગેન્દ્રના સામે જોયું. મૃગેન્દ્રે કહ્યું: "કાલ સવારે બધા બાળકોને કયાંક લઈ જઈએ."

નાલુએ કહ્યું: "કયાં"

મૃગેન્દ્રે કહ્યું: "મેં વિચાર્યું હતું કે, શિવપુરના બાગમાં જઈએ. સવારે વહેલાં ભોજનથી પરવારીને સાડાનવ વાગે જો જઈ શકાય..."

બધાં એક સાથે બોલી ઊઠયાં "જરૂર...જરૂર જઈશું."

મૃગેન્દ્રે સ્મૃતિ સામે જોયું: સ્મૃતિના ચહેરાપર કશું પરિવર્તન નહોતું. તે એક નોટમાં કંઈક લખી રહી હતી. મૃગેન્દ્રે કહ્યું: "તમારી બહેનને પૂછી જુઓ, એ શું કહે છે?"

નાલુએ કહ્યું: "બેન ઓ બેન!"

જાણે દૂરદૂરથી બેન બોલી: "શું?"

નાલુએ શિવપુરની હકીકત કહીને પ્રશ્ન કર્યો: "કાલે અમે જઈએ."

"હા જજો."

મૃગેન્દ્ર પાછો ફર્યો. તેના મનમાં જાણે કોઇ અવ્યક્ત વેદનાનો કાંટો વાગ્યો! સ્મૃતિને ભગવાને કઈ માટીમાંથી ઘડી હશે? આ

વિશ્વની માટીમાંથી એનું સર્જન નથી થયું. આ માટીનો સ્પર્શ પણ કેમ જાણે એને નથી થયો ! આટલા દિવસોના સંબંધ પછી પણ એકાદ વાત કે સહજ ચર્ચા પણ એણે કરી નથી ! કેવો અદ્ભુત જીવ ! ચારે દિશામાંથી કોઇ આવરણુ ખેંચીને એની વચ્ચે જાણે એ બેઠી છે ! કોઈ પણ ઉપાયે સ્મૃતિને પરખી શકાતી નથી ! બે વાતો કહેવા માટે પ્રાણુમાં અનંત ઝંખના રહે છે, છતાં પણ...

બીજે દિવસે નક્કી કર્યા પ્રમાણે નવ વાગ્યામાં સ્મૃતિએ ભાંડરુને ખવરાવી પીવરાવીને તૈયાર કરી દીધાં. મૃગેન્દ્રે આવીને કહ્યું: "તમે તો તૈયાર છો ને શું ? વાહ !"

સતીપદ ભોજન કરવા બેઠો હતો. સ્મૃતિ સંભાળ રાખતી હતી. મૃગેન્દ્રે આવીને કહ્યું : "આપને પણ વાર નથી લાગતી ! સારું. અહીંથી સ્ટીમરમાં બેસીને બડાબજાર જઈશું. ત્યાંથી ટેકસી કરીને ચાંદપાલ – ત્યાંથી શિવપુર. મારા એક માણુસ સાથે ભોજન સામગ્રી મોકલી દીધી છે. એની સાથે શેત્રંજી પણ છે. બેસવા માટે તો જરૂર પડશે ને ?"

વાત કહેતી વખતે મૃગેન્દ્ર સ્મૃતિ ઉપર દ્રષ્ટિના કિરણો નાખવા ચૂકયો નહોતો ! પરંતુ સ્મૃતિ તો એવી ને એવી નિર્જીવ પ્રતિમા માફક બેઠી હતી ! એના તરફથી કોઈ તરંગ નહોતો. કોઈ ચાંચલ્ય નહોતું ! ગંભિર ઉદાસિનતાના આવરણુ પાછળ જાણે પોતાના મનને પૂરીને સ્મૃતિ બેઠી હતી !

ભોજન પતાવીને સતીપદ બેઠકમાં ગયા. સ્ટીમરને આવવાની હજી વાર હતી. સ્મૃતિ આવી: તેના હાથમાં એક થેલી હતી. આવીને તે બોલી : "આમાં ગરમ સાલ વગેરે છે. જો ટાઢ જણાય તો ભૂતી અને છાનુને ઓઢાડજો. . ."

સતીપદે કહ્યું : "તું નહિ આવે ?"

સ્મૃતિએ કહ્યું : "ના."

મૃગેન્દ્રનો સમસ્ત આનંદ – ઉત્સાહ આ એક જ શબ્દથી અલોપ થઈ ગયો. સતીપદે કહ્યું: " કેમ ? બચ્ચુ માટે તો વ્યવસ્થા કરી છે. કલુની મા સંભાળશે. તારી બાએ એને સંભાળી હતી, તો શું એ આટલું નહિ કરે ? "

સ્મૃતિએ અવિચલ સ્વરે કહ્યું: " ના. "

સતીપદે વિનતિભર્યા સ્વરે કહ્યું: " ચાલ બેન, એકલાં તને નહિ ગમે. . . ચાલ. "

સ્મૃતિએ કહ્યું: " મારી ચિંતા ન કરો . . . મને ગમશે. મારે હજી થોડુંક સીવવાનું બાકી છે. "

સતીપદે કહ્યું: " તારા શરીરને તાજી હવા લાગવા દે મા. આમ ચિંતામાં તારી જાતની હત્યા ન કર. "

સ્મૃતિએ કહ્યું: " બાપુ! તમે જાઓ. બાળકો તોફાન ન કરે કે નદીમાં પડી ન જાય, તે સંભાળજો! સંધ્યા પહેલાં જ પાછા ફરજો. "

તેણે મૃગેન્દ્ર સામે સામાન્ય નજર કરી. મૃગેન્દ્ર એના સામે જ જોઈ રહ્યો હતો. તેના મનને સ્મૃતિની સામાન્ય દ્રષ્ટિથી સંતોષ થયો. તે બોલ્યો: " બાળકો માટે તમે નિશ્ચિંત રહેજો. હું છું. હૈયા સરસાં સાચવીશ. "

આટલું કહીને મૃગેન્દ્રે ધાર્યું કે, સ્મૃતિ આ સંકલ્પને હાસ્યથી સત્કારશે! પરંતુ સ્મૃતિએ આ વાતનો કશો ઉત્તર ન આપતાં નાલુ સામે જોઈને કહ્યું: " જો તું મોટો છે. સંભાળીને રે'જે. કોઈના પર ખીજાઈશ નહિ. બધાનો ભાર તારા પર છે. "

આટલું કહીને કોઈ રાજકુમારીની પ્રતિભા પાથરીને સ્મૃતિ ચાલી ગઈ. મૃગેન્દ્ર ચીમળાયેલી આશા વચ્ચે સૂનમૂન થઈને ઊભો રહ્યો. બહારનું વિશ્વ એની આંખ સામે જાણે એકાદ પડછાયા જેવું બની ગયું!

સ્ટીમરનો પાવો વાગ્યો. મૃગેન્દ્રનો હાથ પકડીને નાલુએ કહ્યું: " ચાલો મૃગેનભાઈ, આ સ્ટીમર આવી રહી છે. "

મૃગેન્દ્રની ચમક ભાંગી – તે બોલ્યો: " ચાલો.... "

૭

# મૃગજળ

એક વરસ ચાલ્યું ગયું. ભાંગેલી નૌકા કુશળ હાથે તરી રહી છે. એ નૌકામાં કોઈ સ્થળે ફાટ પડી છે કે, કોઈ સ્થળે કાણું પડયું છે, એ સ્મૃતિની ચલાવવાની કુશળતાથી જાણી શકાતું નથી! પૂજાની રજાઓ પડી. મૃગેન્દ્ર, આ છૂટીના દિવસોમાં ઘેર ન ગયો. ઘેર કાગળ લખ્યો કે: 'અભ્યાસની સગવડ ખાતર રોકાઈ ગયો છું'

આ જાણીને સતીપદે કહ્યું: "હોસ્ટલ તો બંધ થશે. તું અહીંજ રહે તો કેમ? આ વખતે પરીક્ષા પણ નજીક છે."

મૃગેન્દ્રની આવી જ ઇચ્છા હતી. તે બોલ્યો: "પણ..."

સતીપદે કહ્યું: "એમાં પણ શું?"

મૃગેન્દ્રે કહ્યું: "હું હોસ્ટલમાં જે આપું છું, તે સ્વીકારવાની આપ અનુમતિ આપો તો..."

સતીપદે કહ્યું: "હું કંઈ પાગલ નથી થયો."

મૃગેન્દ્રે કહ્યું: "તો પછી મને ખૂબ સંકોચ રહેશે. આપની પુત્રીને વળી એક વધુ બોજ ઉપાડવો પડશે."

સતીપદે કહ્યું: "સ્મૃતિ કાયર નથી. એ જરાયે કંટાળશે નહિ."

મૃગેન્દ્રે કહ્યું : " એ કંટાળે એમ નથી એ હું સમજુ છું. એ કશું ન બોલે તેથી એના પર બોજ વધારવો એ મને સારું લાગતું નથી. તેથી......"

પ્રબળ નિષેધ સાથે સતીપદે કહ્યું : " હું ગુરુ છું. ગુરુનો આદેશ મસ્તક પર ધારણ કરવો જોઈએ, મૃગુ..."

મૃગેન્દ્રે કહ્યું : " આપનો આદેશ હું સ્વીકારું છું. પણ મારી એક નાની વિનતિ કૃપા કરીને આપે માન્ય રાખવી પડશે."

" શું ? " સતીપદે હળવા હાસ્ય સહ મૃગેન્દ્ર સામે જોયું.

" એકાદ રસોયો રાખો લો, એનો પગાર..."

વચ્ચે જ સતીપદે કહ્યું : " તું શા માટે નકામી ઉપાધિ કરે છે, પૂર્વકાળમાં તો ગુરુના ઘેર જ શિષ્યો રહેતા. ગુરુ વગર વેતને વિદ્યાદાન આપતા હતા ! "

મૃગેન્દ્રે કહ્યું : " પૂર્વકાળ તો આજે ભૂંસાઈ ગયો છે. એવા શિષ્યો પણ નથી રહ્યા ! એ વાત જવા દો...મારી આટલી વિનતિ માન્ય કરવી જ પડશે." કહીને મૃગેન્દ્રે સતીપદના ચરણનો સ્પર્શ કરવા પ્રયત્ન કર્યો. સતીપદે તેનો હાથ પકડી, રોકતાં કહ્યું : " હં... હં...રહેવા દે. તારી વિનતિ માન્ય કરું છું."

હોસ્ટલના રસોયાને બોલાવીને રજાના દિવસો પુરતો એની સાથે બંદોબસ્ત કરી લીધો. સ્મૃતિએ આ જાણ્યું. કશો વિરોધ ન કર્યો. તેમ રસોઈના કાર્યનો બોજો હળવો થવાના લીધે એના ચહેરા પર આનંદની એકાદ રેખા પણ ન પ્રગટી.

આવી વ્યવસ્થા કરીને મૃગેન્દ્રે અહીં રહેવાનું રાખ્યું અભ્યાસની તાલાવેલી કરતાં સ્મૃતિના હૃદયને વિચારવા પ્રત્યે એનું લક્ષ્ય ખાસ હતું. આ પાષાણ પ્રતિમામાં પ્રાણનો સંચાર કરવો જ પડશે ! ઉર્ધ્વલોક પરથી તેને આ ધરણી પર ઉતારવી જ પડશે ! સહજ આનંદ – હાસ્ય – વાતો દ્વારા એના મનને જીતી લેવું પડશે ! આ જ મૃગેન્દ્રની સાધના છે !

બપોરના સમયે નાલુને લઈ, હાથમાં એક અભ્યાસનું પુસ્તક રાખી સ્મૃતિ બેઠકમાં આવી અને સતીપદ સામે જોઈ ને બોલી: "બાપુ......"

એક તરફ મૃગેન્દ્ર એક પુસ્તક ખોલીને બેઠો હતો. સ્મૃતિનો સ્વર સાંભળીને તેણે સ્મૃતિ સામે જોયું.

સ્મૃતિએ પિતા સામે પુસ્તક ખોલીને કહ્યું: "આ કાવ્ય જુઓ તો...આ લાઈનો..." કહીને તેણે એ અંગ્રેજી કાવ્યની પંક્તિઓ વાંચવી શરૂ કરી :—

"And though, when God saw all His works
were good,
There was no rosy flower of babyhood,
'Twas said of children in a later day
That none could enter Heaven save such
as they."

મૃગેન્દ્ર સરવા કાને સાંભળી રહ્યો.

સ્મૃતિએ કહ્યું: "આ પંક્તિ - There was no rosy flower of babyhood - બરોબર સમજી શકાતી નથી."

નાલુએ કહ્યું: "હું કહું છું કે ગુલાબ જેવાં કોઈપણ બાળક પૃથ્વી પર રહ્યાં નહિ."

વચ્ચે જ સ્મૃતિ બોલી: "એનો અર્થ એ નથી કે સ્વર્ગમાંથી બાળકોને તેણે મૃત્યુલોકમાં પાડ્યાં - સ્વર્ગમાં હવે બાળકો રહ્યાં જ નહિ - ત્યાં સૌન્દર્ય અને પવિત્રતાનો અભાવ થયો - તેથી જ શું ભગવાને કહ્યું છે, બાળકોને સ્વર્ગમાં બોલાવી લેવાં પડશે !"

સતીપદે પુસ્તક હાથમાં લીધું. મૃગેન્દ્રે કહ્યું: "ના, એવી વાત તો આવતી નથી. આનો અર્થ એ થાય છે કે, પુરુષની સૃષ્ટિ કરીને ભગવાને વધુ સુંદર સૃષ્ટિ કરવાના ઇરાદાથી નારીની સૃષ્ટિ કરી - ત્યાર પછી તેનો હાથ પકડ્યો. નારી કરતાં પણ સુંદર જીવની સૃષ્ટિ

કરવાની તેને ઇચ્છા થઈ. એટલે તેણે બાળકોની સૃષ્ટિ રચી! છેલ્લી બે કડીમાં કવિ કહેવા માગે છે કે: બાળક સહુ કરતાં સુંદર, સહુ કરતાં પવિત્ર છે. તેથી સ્વર્ગમાં જવાની જેની ઇચ્છા હોય, તેણે બાળકો જેવું સુંદર અને નિર્મળ ચિત્ત રાખવું જોઈએ. આ સિવાય અન્ય કોઈ ગંભીર અર્થ નથી જણાતો."

અર્થ સમજવા માટે સ્મૃતિ મૃગેન્દ્ર સામે સ્થિર નજરે જોઈ રહી, અને એના પ્રત્યેક શબ્દો આગ્રહપૂર્વક સાંભળી રહી હતી. એ દૃષ્ટિથી મૃગેન્દ્રનો પ્રાણ કંપી ઊઠતો હતો. અર્થ સમજાવવા માટેનો ઉત્સાહ પણ મૃગેન્દ્રમાં અપૂર્વ ભાવે જાગૃત થયો, પણ તે થોડીવાર માટે!

સતીપદે કહ્યું: "તું આ વખતે મેટ્રીકમાં બેસવાની છે, સ્મૃતિ?"

સ્મૃતિએ કહ્યું: "હા, વિચારતો છે." પણ સ્મૃતિની દૃષ્ટિમાં ઉત્સાહની રેખા કાં નથી? મનની એ જાગૃતિ ક્યાં છે? આતો જાણે કોઈ કલાકારે રચેલી નિર્જીવ પ્રતિમા છે!

સતીપદે કહ્યું: "તો પછી મેથેમેટીક મૃગેન્દ્ર પાસે તૈયાર કરી લેજે. મેથેમેટીકમાં મૃગેન્દ્ર ખૂબ તૈયાર છે."

સ્મૃતિએ મૃગેન્દ્ર સામે નજર કરી. મૃગેન્દ્રનું મન હાસ્યની જ્યોત્સનાથી જાણે ઉજ્વળ બની ગયું!

નાલુ તરફ જોઈને સ્મૃતિએ કહ્યું: "ચાલ ભાઈ, આજે આપણે બંને મળીને કાવ્યના પ્રશ્નો તૈયાર કરી નાખીએ."

મૃગેન્દ્રના મન ઉપરથી જાણે હાસ્યની જ્યોત્સના સરકી ગઈ... એક મલિન છાયા છવાણી. સ્મૃતિ અને નાલુ ચાલ્યા ગયા.

સતીપદે કહ્યું: "મેટ્રીકમાં બેસવાની સ્મૃતિની ખૂબ ઇચ્છા છે."

મૃગેન્દ્રે એક નિશ્વાસ નાખીને કહ્યું: "સરસ. મને થાય છે કે હું એને કંઈક સહાય કરું. કેટલાક અઘરા વિષયો તૈયાર કરાવી દઈશ."

સતીપદે કહ્યું: "તો તો ખૂબ સારું."

સતીપદે ઘડીક મૌન રહી, પછી કંઈક વિચારીને કહ્યું: "મને હવે કોઈ વિષયમાં ઉત્સાહ નથી! મારું જીવન તો જાણે સાવ રસહીન

બની ગયું છે ! કોઈપણ રીતે જીવનને ધકેલે જવાનું રહ્યું છે. સ્મૃતિ મેટ્રીકની પરીક્ષામાં પાસ થાય એ ઇચ્છા સ્મૃતિની બાની પ્રબળ હતી. એનામાં કદી દૃષ્ટિભેદ નહોતો...છોકરા છોકરી બધાં એને મન સમાન હતાં ! પણ આજ એ નથી... !"

મૃગેન્દ્રે કહ્યું : "મરનારની ઇચ્છા પૂરી કરવી એ જ આપણું કર્તવ્ય છે !"

એક ઇચ્છા...પણ શેની ઇચ્છા ! વાત કરીને મૃગેન્દ્ર શરમીંદો બની ગયો.

સતીપદે કહ્યું : "એ માટે તું પ્રયત્ન કર. મારાથી કશું બનશે નહિ. મેં તો કહ્યું છે કે, કોઈ કાર્યમાં મને હવે રસ નથી રહ્યો – ઉત્સાહ નથી રહ્યો !"

મૃગેન્દ્રની આંખ સામે સ્મૃતિની ભાવહીન દૃષ્ટિ તરવરી રહી હતી. એ દૃષ્ટિ પાછળ શું હશે ? ન સમજી શકાય એવું શું ભેદી રહસ્ય નથી ? કઈ માયાની સરિતાના કિનારે રચેલી આ કલ્પના કુંજ છે ? મૃગેન્દ્રના મનમાં થતું કે: રૂપકથાના નાયક રાજકુમાર માફક વિપુલ સાધના સાથે જઈને એ કુંજમાં પડેલી પાષાણમયી રાજકન્યાના હૈયામાં ચેતના જાગૃત કરું...!

પરંતુ ન ભેદી શકાય એવા આવરણ પાછળ સ્મૃતિએ પોતાનું ચિત્ત છૂપાવી રાખ્યું છે ! આટલા દિવસોના વિદ્યુત વંટોળના આઘાતથી પણ એ આવરણ ભેદીને સ્મૃતિના ચિત્ત રાજ્યના દ્વાર પાસે પોતે જઈ શક્યો નથી ! આશ્ચર્ય !

એ ચાર દિવસ પછીની વાત !

ગણિતનો એક પ્રશ્ન જરા અઘરો હતો. સંધ્યા પછી હાથમાં પુસ્તક લઈને નાલુ બેઠકમાં આવ્યો અને બોલ્યો : "બાપુજી..."

સતીપદ આરામખૂરશી પર આરામથી પડેલ હતા. મૃગેન્દ્ર એક તરફ બેસીને એક પુસ્તકમાં મનને પરોવવાનો પ્રયત્ન કરી રહેલ...... પણ મન વિહ્વલ આવેશ સાથે એક પાષાણ પ્રતિમાના ચિત્તને શોધવા

ઘૂમી રહેલ હતું. ઘણા પ્રસંગોમાં તેણે સ્મૃતિ સાથે વાતો કરી છે. નાના બાળકોના ઝઘડા પ્રસંગે, સતીપદની વ્યવસ્થા પરત્વે, અભ્યાસના પ્રશ્નો વખતે વગેરે ઘણીવાર તેણે વાતો કરવાની તક ઝડપી છે. સ્મૃતિ માટે સારામાં સારા કંપોઝીશનના પુસ્તકો પણ લાવીને આપ્યાં છે – સ્મૃતિએ તે સ્વીકાર્યાં છે, પણ મોઢેથી કદી તેણે કૃતજ્ઞતાની વાણી વાપરી નથી—આનંદભરી નજરે મૃગેન્દ્રની આ પરિચર્યાનો તેણે સત્કાર પણ કર્યો નથી !

નાલુ સામે જોઈને સતીપદે કહ્યું : " કેમ ? "

નાલુએ કહ્યું : " ગણિતનો આ પ્રશ્ન સમજાતો નથી. "

સતીપદે કહ્યું : " મૃગેન્દ્રભાઈ પાસે જા. "

નાલુ મૃગેન્દ્ર પાસે આવીને બેઠો. મૃગેન્દ્રે તેની વાત સાંભળી હતી, છતાં કહ્યું : " શું કામ છે ? "

ગણિતનું પુસ્તક ખોલીને નાલુ બોલ્યો : " આ પ્રશ્ન..."

મૃગેન્દ્રનું હૃદય ધબકારો કરી ગયું. ફરી આશા ! મૃગેન્દ્રે કહ્યું : " તારી બ્હેન પણ ન સમજાવી શકયાં ? "

" ના. "

મૃગેન્દ્રે ચારે તરફ જોયું – કોઈ કયાંય નહોતું. બારણા પાસે? દ્વારના પડદા પાછળ ? ના, કોઈ નથી.

મૃગેન્દ્રે કહ્યું : " તારી બ્હેનને બોલાવ. એક સાથે બંનેને સમજાવી દઉં. "

નાલુએ કહ્યું : " બ્હેન રસોડામાં છે...એમણે કહ્યું, તું સમજીને આવ, પછી મને સમજાવજે. "

મૃગેન્દ્રે કહ્યું : " એમ ન બને. રસોડાનું કામ પૂરું થયા પછી બંનેને સમજાવીશ. "

નાલુ ચાલ્યો ગયો. ત્યાર પછી અડધી કલાકે બ્હેનને લઈને પાછો આવ્યો. આ અડધી કલાક મૃગેન્દ્રને મન એક યુગ સમી લાગી !

મૃગેન્દ્રે કહ્યું : " કયો પ્રશ્ન છે જોઉં..."

પુસ્તક ખોલીને નાલુ બોલ્યો : "જુઓ, આ...A person invests Rs, 19,7000 in the..."

પુસ્તક હાથમાં લઈ ને મૃગેન્દ્રે જોયું, કહ્યું : "વાહ, આ ક્યાં અઘરો છે! એમાંથી કોઈ સોલ ન કરી શક્યાં?"

નાલુ બહેન સામે જોઈને બોલ્યો : "બહેને બરાબર જોયેલ નથી, કામમાં હતી..."

મૃગેન્દ્રે પ્રશ્ન કર્યો : "ઠાકુર ક્યાં ગયો છે?"

નાલુએ કહ્યું : "એના દેશમાંથી કોઈ આવેલ છે તે, રજા લઈને એને મળવા ગયો છે."

મૃગેન્દ્રે સ્મૃતિ સામે જોઈને કહ્યું : "પરીક્ષા પૂરી ન થાય ત્યાં સુધી તમે રસોડું ન સંભાળો તો ન ચાલે? અન્નપૂર્ણાની પૂજા સાથે સરસ્વતી પૂજાની વ્યવસ્થા શાસ્ત્રમાં પણ નથી..."

કહીને મૃગેન્દ્ર હસ્યો. તેણે ધાર્યું હતું કે આ શબ્દોથી સ્મૃતિના અધર પલ્લવ પર હાસ્ય ફુટશે! પણ સ્મૃતિનું વદન તો એવું ને એવું ગંભીર રહ્યું; એવું ને એવું ઉદાસ રહ્યું. જાણે એક તીક્ષ્ણ તીર મૃગેન્દ્રના કલેજામાં ઉતરી ગયું.

નિશ્વાસ રોકીને મૃગેન્દ્રે કહ્યું : "હં. હવે તમે બંને ગણો જોઈએ. $3\frac{1}{2}$ percent..."

સ્મૃતિએ કહ્યું : "આતો કરી શકાશે. અઘરો નથી."

મૃગેન્દ્રે કહ્યું : "બરાબર. દાળશાકમાં મન હોય ત્યારે હિસાબ ગણવો આકરો લાગે."

મૃગેન્દ્ર ફરી હસ્યો – પણ એ હાસ્ય નકામું ગયું! જેને હસાવવા માટે આ હાસ્ય હતું, તેના અધર જાણે કોઈ એ સીવી લીધા છે!

સ્મૃતિએ ઉઠવાનો પ્રયત્ન કર્યો. મૃગેન્દ્રે કહ્યું : "દાખલો પૂરો કરીને જ જાઓ. નાલુ, તું પણ તૈયાર કરી નાખ."

સ્મૃતિએ કાગળ પેન્સીલ લઈ ને દાખલો ગણવો શરૂ કર્યો. નાલુ પણ બેઠો.

ત્યાર પછી દાખલો પૂરો કરીને હંમેશની માફક કશું બોલ્યા ચાલ્યા વગર સ્મૃતિએ વિદાય લીધી !

આવા નાના મોટા પ્રસંગો હંમેશ બનતા. અભ્યાસક્રમ જાણવા માટે સ્મૃતિ ઘણીવાર નાલુ સાથે મૃગેન્દ્ર પાસે આવતી. મૃગેન્દ્ર સ્મૃતિમાં પ્રાણ જાગૃત કરવા માટે ઘણો પ્રયત્ન કરતો, પરંતુ સ્મૃતિના મનનો તાગ મૃગેન્દ્રથી માપી શકાતો નહિ. સંબંધને ગાઢ કરવા માટેના અનેક પ્રયત્નો નિરાશાનો આઘાત સહીને પાછા પડતા ! વેદનાથી મૃગેન્દ્રનું મન પીડા પામતું.

આવી વેદના સામે યુદ્ધ કરતાં એક દિવસ તે જાણી શક્યો કે પોતે સ્મૃતિને ચાહે છે. કોઈ નવલકથાનો નાયક જેવી રીતે નાયિકાને ચાહે. આ ચાહના પણ એવી જ છે......એના કરતાં તલભાર ઓછી નથી !

આટલું સમજ્યા પછી કલ્પનાની પીંછી વડે મન વચ્ચે તેણે અનેક રંગીન છબી આંકવી શરૂ કરી ! જીવનના માર્ગ સાથે આ પ્રકાશમયી તરુણી એની સહચરી બનીને પડખે ઊભી છે ! ત્યાર પછી......

કઠોર વાસ્તવિકતાએ ધક્કો મારીને એને સાવધ કર્યો અને કહ્યું: 'તું કઈ પાષાણ મૂર્તિના હૃદયદ્વાર પર માથું પછાડી રહ્યો છે ! સ્મૃતિએ પોતાના મનને એવા અભેદ કિલ્લા વચ્ચે રાખ્યું છે કે એને સ્પર્શ કરવો એ સહજ નથી ! તોય......

મૃગેન્દ્ર વિચારવા બેઠો: સ્મૃતિના મનને કેવી રીતે મેળવવું ! એ મન પાસે જવાની એકાદ કેડી જો મળી જાય ! સતીપદ સામે પ્રાણનું વ્યથા ભર્યું નિવેદન કરવું ?...ના. એ નિવેદનમાં ગમે તેટલી વિનતિ હોય છતાં એકાદ ગર્વ માથું ઉચકીને ખડો થશે. પોતે અપાત્ર નથી, અભ્યાસ સારો છે, સંપત્તિને સમૃદ્ધિની ખોટ નથી. આવો જમાઈ મળવો એ તો સારા નશીબ ગણાય ! પણ નહિ......

આવી રીતે સ્મૃતિને નહિ મેળવવી જોઈએ.....પ્રાણભર્યા પ્રેમથી સ્મૃતિના વિમુખ મનને પ્રાપ્ત કરવું જોઈએ!

આમ કરવાથી લગ્ન થઈ શકે – પણ વિજય ન થાય! નિયમો અને સામાજિકતાની જંજીરથી તે સ્મૃતિને બાંધવા નથી ઈચ્છતો. એતો એના તરુણ મનને મેળવવા ઇચ્છે છે. પ્રેમથી સ્મૃતિને સહચરી બનાવવાની અભિલાષા છે, પ્રિયા કહીને તેનો સત્કાર કરવો છે, સમવેદનાનો દરદી ભાગીદાર બનવા પોતે ઇચ્છે છે! પ્રથમ પ્રેમ...ત્યાર પછી સમાજના નિયમો, બંધનો અને અનુસ્વર વિસર્ગનો વિરાટ ઉપસર્ગ!

વિચારીને તેણે નક્કી કર્યું: એક ઉપાય છે. પોતે જો બિમાર પડે તો સ્મૃતિ મસ્તક પાસે બેસીને સેવા કરે. નવલકથામાં આ પ્રમાણે જ બને છે! ત્યારે મૃગેન્દ્ર પોતાના મનનો વિરામ મેળવવા અસહાય બને અને સ્મૃતિ મમતાભર્યા હૈયે જરૂર સ્થાન આપે! ત્યારે મૃગેન્દ્રને એ ધક્કો ન મારી શકે! એ પ્રસંગે સ્મૃતિના હૈયામાં રહેલી પ્રેમધારા જરૂર મૃગેન્દ્રના હૈયા પર વરસી શકે!

આહ...એવો કઠિન વ્યાધિ...ભગવાન, તમારા વ્યાધિના એકાદ બાણથી મૃગેન્દ્રને જર્જરિત કરો! આ સિવાય મૃગેન્દ્રની અન્ય કોઈ કામના નથી!

પણ વ્યાધિએ દેખાવ દીધો જ નહિ. એમને એમ વ્યાકુલતા વચ્ચે દિવસો જવા માંડયા. નવલકથાની દુનિયાનું કોઈપણ પ્રકરણ મૃગેન્દ્રના જીવન ગ્રંથમાં આવીને આસન જમાવી શક્યું નહિ! આ તરફ રજા પૂરી થતાં કોલેજ પણ ખુલી.

## ૮

## હૃદય – તરંગ

કૉલેજ ખુલ્યા પછી મૃગેન્દ્રથી અહીં રહી શકાયું નહિ. કદાચ એ રહી શકત, પણ કૉલેજ ખૂલે એને આગલે દિવસે જ સતીપદે કહ્યું : " કાલ તો તારે હૉસ્ટેલમાં જવું પડશે. આટલા દિવસો આપણે ખૂબ આનંદથી સાથે રહ્યા..."

મૃગેન્દ્ર ન કહી શક્યો કે, 'હું પણ આનંદમાં હતો. હું હૉસ્ટેલમાં જઈશ નહિ, અહીં જ રહીશ.' મનમાં તો આવી જ ઈચ્છા હતી, પણ મનની આ અદ્‌ભૂત લોલુપતાને આશ્રય ન આપવો જોઈએ... એથી લાભ પણ નથી! એટલે મૃગેન્દ્રે હૉસ્ટેલમાં જવાનું જ નક્કી કર્યું. આટલા દિવસો સુધી સાથે રહીને શું સ્મૃતિના મનમાં જરાયે સ્થાન નથી મેળવી શકાયું! હંમેશ અભ્યાસ માટે સાથે બેસવું, તરજુમા કરી દેવા, ગણિત શીખવવુ...કંઈ નહિ, દૂર રહેવા દો! જોઈ એ દૂર રહેવાથી સ્મૃતિના મનમા કંઈ વેદના જાગે છે કે નહિ! એ માણસ છે! નોકર ચાકર અને પશુપક્ષી પ્રત્યે પણ માણસના દિલમાં મમતા જાગે છે, એ સંગ – સાહચર્યનું પરિણામ છે! સ્મૃતિ પણ માણસ છે ને! અને...

પરંતુ મૃગેન્દ્ર ખોટું સમજ્યો હતો. આવડી વયે ઘરનો બધો બોજ મસ્તક પર લઈને સ્મૃતિના મનની ઉમર ખૂબ વધી ગઈ હતી.

જે ઉમરે નરનારી પુષ્પથી છવાયેલા માર્ગ પ્રત્યે જોઈ ને મનને વિચિત્ર રંગે રંગી દે છે, પુષ્પરથ પર બેસાડીને મનને ચારે દિશાએ કલ્પના રાજ્યની શોધ માટે દોડાવે છે, એ વયથી જ સ્મૃતિએ સંસારનો ભાર અને દરદીની શય્યા જ જોઈ છે...એ અન્ય કોઈ દિશા સામે જોતાં શીખી જ નથી! તેથી જ તેનું મન–સ્વપ્ન, કલ્પના અને માયાના સ્પર્શથી વંચિત બનીને પત્થર જેવું કઠિન બની ગયું છે! લગ્ન! લગ્નનું નામ સાંભળતાં જ સ્મૃતિ ધ્રૂજી ઊઠે છે! લગ્નનું પરિણામ શું? માની માફક રોગશય્યામાં જીવન પૂર્ણ કરવું એજ ને!

હોસ્ટલમાં જઈ ને મૃગેન્દ્રનો પ્રાણ અસ્થિર બની ગયો. સતીપદ પાસે હંમેશા સંધ્યા વખતે તે આવતો; પરંતુ આખો દિવસ એનું મન અભ્યાસમાં ન પરોવાતાં બાલીના આ નાના મકાનના દરેક ઓરડામાં ઘૂમ્યા કરતું. સ્મૃતિ રસોઈ કરતી હશે, રસોઇ કરીને ગણિતના દાખલા ગણતી હશે, નાના બચુને દૂધ પાતી હશે...જાણે એક યંત્ર–નિત્ય કાર્યમાં જાણે કોઈ સ્થળે ત્રુટી નહિ. જાણે ઘડિયાલનો કાંટો ચાલે છે! આટલી દિશા સામે એ લક્ષ્ય રાખે છે, પણ મૃગેન્દ્ર સામે દરદ ભરી નજર કરવામાં એ નારાજ શા માટે છે?

રવિવારનો દિવસ છે. બપોરે ભોજનથી પરવારીને મૃગેન્દ્ર બહાર નીકળી પડયો. સ્ટીમરમાંથી જોયું, બાલીનું સ્ટેશન...સ્ટેશનની પાછળ નારિયેળના વૃક્ષોની કતાર છે...એ કતાર પાછળ સતીપદનું ઘર દેખાય છે. ખુલ્લા ઝરુખામાં કોણ સ્મૃતિ ઊભી છે? હા, સ્મૃતિ જ છે! માથાના દીર્ઘ કેશ ખુલ્લા કરીને તડકો ઝીલી રહી છે. એ એક નજરે શું જોઈ રહી છે? સ્ટીમર? મૃગેન્દ્રના મનમાં ઉલ્લાસની વિદ્યુત રેખા નાચી ગઈ...શું મારી જ વાટ એ જોઈ રહી છે? આહ, આ વિચારે મૃગેન્દ્રના પ્રાણમાં જાણે અમૃતનો સ્પર્શ કર્યો.

ઘાટ પાસે સ્ટીમર ઊભી રહી. મૃગેન્દ્ર ઉતર્યો. ઉતરીને ઝરૂખા સામે જોયું. સ્મૃતિ હજી પણ ઊભી હતી.

મૃગેન્દ્ર ઘર પાસે આવ્યો. દ્વાર અંદરથી બંધ હતું. સાંકળ ખખડાવી એટલે વૃદ્ધ કામવાળીએ આવીને કમાડ ઉઘાડયું અને કહ્યું: "સાહેબની તબિયત નરમ છે."

તબિયત નરમ! મૃગેન્દ્ર એકદમ બેઠકમાં ગયો. બાંકડા પર બાળકો ગારો લઈને કલરવ કરી રહ્યાં હતાં. મૃગેન્દ્રે કહ્યું: "આ શું કરો છો? બાંકડો કાદવવાળો થાય છે!"

ગુપી બોલ્યો: "એ કાલી, આ પાટલા ઉપર મૂર્તિ બનાવ, બાંકડો શા માટે બગાડે છે?"

કાલીએ કહ્યું: "વાહ, બાંકડા પર ગારો તો તેં મૂકયો છે. બેનને પૂછી જોજે."

ગુપીએ કહ્યું: "બેસ હવે, બેન તો ભક્તિફઈને ઘેર ગઈ છે. એને કયારે જોયું હતું?"

કાલી કે ગુપી કોઈ થાકે એવા નહોતા. મૃગેન્દ્રે કહ્યું: "હું તમને બંનેને ઓળખું છું. હવે ગારો તો લઈ લો."

બંને એ બાંકડા પરથી ગારો લઈને પાટલા પર મૂકયો. બાંકડા નીચે સાવરણી પડી હતી. મૃગેન્દ્રે સાવરણી લઈને બાંકડો સાફ કર્યો, અને કહ્યું: "બાપુજીની તબિયત નરમ છે?"

ગુપીએ કહ્યું: "હા, સૂઈ ગયા છે."

કાલીએ કહ્યું: "કાલ રાતથી તબિયત નરમ થઈ છે, અત્યારે સૂતા છે. મોટી બહેને કહ્યું હતું કે, કકળાટ કરશો નહિ, નીચે બેઠકમાં જઈને રમજો."

મૃગેન્દ્રે કહ્યું: "મોટી બહેનને બોલાવી લાવો તો. બૂમો નહિ પાડતા...શાંતિથી જજો. નાલુ કયાં છે?"

ગુપીએ કહ્યું: "આજે એ મેચમાં ગયેલ છે. ભાઈને રમતનો બહુ શોખ છે."

"ઓહ!" મૃગેન્દ્રને તો આ ખબર જ નહોતી. તે બોલ્યો: "બાપુજીની તબિયત નરમ છે ને એ રમવા ગયો?"

ગુપીએ કહ્યું: "મોટી બહેને મના કરી હતી, પણ ભાઈએ ઝઘડો કર્યો. કહ્યું, આજ તો રમવા જવું જ પડશે."

મૃગેન્દ્રે કહ્યું: "ઠીક. મોટી બહેનને અહીં એક વાર બોલાવી લાવો. આ ઈનામ જોયું? જે બોલાવી લાવશે તેને મળશે."

મૃગેન્દ્રે પીપરમીંટની એક શીશી કાઢીને બતાવી. જોતાં જ ગુપી અને કાલી બંને ઉપડયાં.

મૃગેન્દ્રને વિચાર આવ્યો. આ સંસારમાં વળી કયા ગ્રહની દ્રષ્ટિ પડી! પાછી નરમ તબિયત! બિચારી સ્મૃતિ...તેથી જ તે ઉદાસ અને વેદના ભરી નજરે ઝરુખામાં જઈને ઊભી હશે ને? જનેતા માટે મનમાં કેટલીય વ્યથા થતી હશે!

બે મિનિટમાં હાંફતા હાંફતા બંને પાછા આવ્યા. બંને સાથે બોલ્યા: "હું પ્રથમ ગયો છું...લાવો શીશી."

મૃગેન્દ્રે કહ્યું: "બંનેને આપીશ હો. પણ જે કામ માટે મેં તમને મોકલ્યા હતા..."

ગુપીએ કહ્યું: "બાપુજી સૂઈ રહ્યા છે. છાનોમાનો જઈને હું જોઈ આવ્યો છું."

મૃગેન્દ્રે કહ્યું: "શું મેં એટલા માટે મોકલેલ?"

કાલીએ કહ્યું: "મોટી બહેનને મેં કહ્યું છે. તે હમણાં જ આવશે."

મૃગેન્દ્રે કહ્યું: "ત્યારે આ શીશી તને મળશે."

ગુપીએ કહ્યું: "લે, એવું તે હોય! તમે આવ્યા છો, એ ખબર દેવા બાપુજી પાસે હું ગયો હતો."

મૃગેન્દ્રે કહ્યું: "મેં કંઈ એ નહોતું કહ્યું. મેં તો તારી મોટી બહેનને બોલાવવાનું કહ્યું હતું. તું એ કાર્ય નથી કરી લાવ્યો."

ગુપીએ કહ્યું: "મેં એ વાત સાંભળી નહોતી. જ્યારે સાંભળી નહોતી, ત્યારે થાય કેવી રીતે? ફરીવાર કહો જોઉં, કોણ પહેલાં જઈને મોટી બેનને બોલાવી લાવે છે, તે જોઈ લો..."

કાલીએ કહ્યું : "હાર્યા પછી ફરી વાર દાવ લગાવવા આવે છે! એને શીશી આપશો નહિ..."

ગુપીએ રોષથી કહ્યું : "ન દીધા હવે!" ત્યાર પછી મૃગેન્દ્ર સામે જોઈને કહ્યું : "શું મને નહિ આપો?"

મૃગેન્દ્ર હસ્યો, હસતાં જ બોલ્યો : "આપીશ, બધાને આપીશ."

કાલીએ કહ્યું : "વાહ, એવું તે હોય! બધાને આપવું હોય તો બીજી શીશી લાવી એમાંથી આપજો. આ શીશી તો મારી છે. કામ તો મેં કર્યું છે..."

મૃગેન્દ્રે કહ્યું : "આ કામ બદલ તને બીજું જ ઇનામ આપું છું." કહીને મૃગેન્દ્રે એક સુંદર પેન્સીલ ખીસામાંથી બહાર કાઢી.

કાલીએ અપ્રસન્ન ભાવે કહ્યું : "એ લઈને શું કરું? ભાઈ જુએ એટલે તરત લઈ લ્યે..."

"ના, નહિ લ્યે. હું..."

મૃગેન્દ્રની વાત પૂરી થાય એ પહેલાં જ મ્લાન છાયા માફક સ્મૃતિ આવી. મૃગેન્દ્ર એક જ પળમાં ગંભિર બની ગયો. સ્મૃતિ સામે જોઈને બોલ્યો : "બાપુજીની તબિયત નરમ છે? ગઈ રાતથી?"

મસ્તક નમાવીને સ્મૃતિએ 'હા' જણાવી.

મૃગેન્દ્રે પ્રશ્ન કર્યો : "શું થયું છે?"

સ્મૃતિએ કહ્યું : "તાવ..."

"અત્યારે સૂઈ ગયા છે?"

"હા."

"કોઈ દાક્તર બોલાવ્યો હતો?"

"ના."

"તાવ કેટલો છે?"

"તપાસ કરવા ન દીધી, પણ શરીર પર હાથ મૂકતા સમજાયું કે, શરીર જાણે ધખી રહ્યું છે!" સ્મૃતિએ કહ્યું.

મૃગેન્દ્રના પ્રાણના કોઈ એકાંત ખૂણામાં ઉર્મિનો એકાદ તરંગ રમી ગયો! આટલી લાંબી વાત સ્મૃતિએ કદી કરી નથી! અભ્યાસ વખતે પણ નહિ!

મૃગેન્દ્રે પ્રશ્ન કર્યો: "ક્યારથી સૂતા છે?"

સ્મૃતિએ કહ્યું: "લગભગ બાર પછીથી."

મૃગેન્દ્રે કહ્યું: "ગઈ કાલે તો તાવના કોઈ પૂર્વ ચિન્હ જણાયા નહોતા. હું કાલે રાતના આઠ વાગે ગયો હતો." કહીને મૃગેન્દ્રે સ્મૃતિ સામે જોયું. સ્મૃતિ કશું બોલી નહિ.

મૃગેન્દ્રે જોયું. એની એ પાષાણ પ્રતિમા! અભેદ મૌન વચ્ચે છૂપાયેલું એનું એ મન! તે બોલ્યો: "માથા પર કોલન વૉટરના પોતાં મૂક્યાં હતાં?"

સ્મૃતિએ માથું નમાવીને હા જણાવી.

મૃગેન્દ્રે કહ્યું: "પણ તાવ તો માપવો જોઈએ. હું એક વાર જોવા ઇચ્છું છું. નિદ્રાને ખલલ ન પહોંચે તો..."

સ્મૃતિએ ગરદન નમાવીને જવા માટે પગલું ઉપાડ્યું. મૃગેન્દ્રે કહ્યું: "આપની સાથે હું આવું?"

મસ્તક નમાવીને સ્મૃતિએ સમ્મતિ જણાવી. મૃગેન્દ્રે કહ્યું: "ચાલો..."

કાલીએ કહ્યું: "મારી પીપરમેન્ટ."

મૃગેન્દ્રે સ્મૃતિને શીશી બતાવતાં કહ્યું: "આમાં પીપરમીંટ છે. બધાને આપજો."

સ્મૃતિએ પીપરમીંટની શીશી લઈ લીધી. કાલીએ કહ્યું: "વાહ, મોટી બહેનને તો હું બોલાવી લાવ્યો હતો. ઇનામ મારું છે..."

મૃગેન્દ્રે કહ્યું: "બાપુજીને કેમ છે એ પ્રથમ જોઈ આવું. ત્યાર પછી સમાધાન કરશું. સમજ્યા કાલી બાબુ!"

મોટી બહેન ઊભી હતી, એટલે કાલી મૌન રહ્યો. પણ ગુપી

સામે જે દ્રષ્ટિ કરી એનો અર્થ ગુપી સમજી ગયો. ગુપીએ કહ્યું: "જુઓ મોટી બહેન, મને મારવાનું કહે છે."

કાલીએ કહ્યું: "જૂઠા! મેં તને મારવાનું ક્યારે કહ્યું?"

ગુપીએ કહ્યું: "મોઢેથી ન બોલ્યો એટલે શું! તારી આંખ જ એવી હતી! મોટી બેન જશે એટલે..."

સ્મૃતિ પાછી ફરીને ઊભી રહી અને શાંત અચલ સ્વરે બોલી: "ઘરમાં બાપુજીની તબિયત નરમ છે. જો કોઈએ ઝઘડો કે મારપીટ કરી છે તો કાન પકડીને ઘર બહાર કાઢી મૂકીશ. આ બરાબર યાદ રાખજો."

વૈદ્યુતિક ક્રિયાના પરિણામે પદાર્થ વિશેષમાં જેમ સ્પંદન જાગે અને વિલય પામે, તેમ સ્મૃતિના આ શબ્દોનું પરિણામ આવ્યું.

કાલી અને ગુપી બંને ચુપ થઈ ગયાં.

મૃગેન્દ્રે સતીપદના ખંડમાં આવીને જોયું તો દિવાલ તરફ પડખું ફરીને સતીપદ સૂઈ રહેલ. એ જ ખંડ. એક દિવસે આ ઓરડામાં...

તેણે ધીમા પગલે શય્યા નજીક જઈને સતીપદના કપાળ પર હાથ મૂક્યો. જાણે ધખી રહ્યું હતું!

સતીપદે કહ્યું: "સ્મૃતિ-બેટા..."

સ્મૃતિએ કહ્યું: "શું બાપુજી?"

સતીપદે કહ્યું: "એમને એમ હાથ મૂકી રાખજે." સતીપદની આંખો બંધ હતી. મૃગેન્દ્રે કહ્યું: "હું મૃગેન્દ્ર છું."

સતીપદે એક નિશ્વાસ નાખ્યો. મૃગેન્દ્રે કહ્યું:–"જરા તાવ માપવો છે..."

"ભલે...!" કહીને સતીપદે પાસુ બદલાવ્યું.

મૃગેન્દ્રે સ્મૃતિ સામે જોઈને કહ્યું: "થર્મોમિટર આપો તો..."

સ્મૃતિએ થર્મોમિટર આપ્યું. ટેમ્પરેચર આવ્યું ૧૦૩.

સતીપદે કહ્યું: "કેટલો તાવ છે?"

મૃગેન્દ્રે કહ્યું: "તાવ જરા વધારે છે. માથા પર પોતાં મૂકશું એટલે નરમ પડી જશે. મેલેરીયા છે..."

સતીપદે કહ્યું: "એમ જ છે...ટાઢ ચડી હતી."

મૃગેન્દ્રે સ્મૃતિ સામે જોઈને કહ્યું: "કોલનવૉટરની શીશી આપો તો..."

સ્મૃતિએ પાણીના ગ્લાસમાં કોલોનવૉટર મેળવીને કહ્યું: "આપ ઊઠો. હું પોતાં મૂકું છું."

મૃગેન્દ્રે કહ્યું: "મને જ આપોને. આપ ઘડીક વિશ્રામ કરો."

સ્મૃતિએ આ વાત પર ધ્યાન ન આપ્યું. કપડું ભીંજવીને પિતાના કપાળ પર મૂક્યું; ત્યાર પછી પંખો લઈને સતીપદના મસ્તક પાસે બેઠી.

મૃગેન્દ્ર મૌન બની ઊભો રહ્યો! સતીપદે એક નિશ્વાસ નાખ્યો.

મૃગેન્દ્રે કહ્યું: "અહીંના દાક્તરને બોલાવ્યો હોત તો?"

સતીપદે કહ્યું: "કશી જરૂર નથી. મેલેરીયા છે તે સમય પૂરો થયે ચાલ્યો જશે."

સંધ્યા પછી નાલુ ફૂટબૉલ રમીને ઘેર આવ્યો.

મૃગેન્દ્ર સતીપદના મસ્તક પાસે બેસીને પોતાં મૂકી રહ્યો હતો. ઘણી વિનતિ પછી આ ભાર સ્મૃતિ પાસેથી મળી શક્યો હતો— સ્મૃતિને પણ, રસોઈ કરવાની હતી! એ સિવાય મૃગેન્દ્રે કહેલું: 'આજની રાત હું અહીં જ રહીશ. આવી તબિયત છોડીને હોસ્ટલમાં નહિ જઈ શકાય.' મૃગેન્દ્રના ભોજનની પણ વ્યવસ્થા કરવી જોઈએ. એટલે મૃગેન્દ્રના હાથમાં પરિચર્યાનો ભાર મૂકીને સ્મૃતિને જવું પડ્યું.

મૃગેન્દ્રને વિચાર આવ્યો: ભગવાન પાસે મેં દરદ માગેલું, ભગવાને તે ન આપ્યું. એના બદલે...

આશાના પ્રકાશથી મન ઉજ્જવળ બન્યું: પરંતુ વળતી ક્ષણે

ધિક્કાર છૂટયો. છી, કેવું હલકું મન છે! પ્રચંડ વિશ્વાસ સાથે પોતે આ ઘરમાં અધિકાર મેળવ્યો છે, એ વિશ્વાસનો ભંગ કરીને અવ્યવહાર કરવા પોતે તૈયાર થયો છે? સ્મૃતિ કેટલા વિશ્વાસ સાથે અકપટ ભાવે આવીને વાતો કરે છે, એના બદલામાં સર્વનાશ ભરી લોલુપતા હૃદયમાં સંઘરી મૂકવી એ શું સારું છે? સ્મૃતિને કલ્પના પણ નથી કે એના મન પર વિજય મેળવવા માટે જ આ અવર જવર છે; આનું નામ નિકટતા છે? શું આનું નામ સેવા, ચાકરી અને ગુરુભક્તિ છે? શું પોતે પશુ છે કે એક નિશાચરની ક્ષુધા લઈને આમ ઘૂમી રહ્યો છે!

નિશાચરની ક્ષુધા? એ નહિ તો બીજું શું? પોતાના ભાંડરૂ વચ્ચે સ્મૃતિ કેવા નિશ્ચિંત મનથી વિચરી રહી છે—અને એ બધાની વચ્ચે પોતે? પોતે તો સ્મૃતિના ચિત્ત પર વિજય ચાહે છે! એનો અર્થ? સ્મૃતિને બંને બાહુ વચ્ચે ધારણ કરીને જીવનની પરમ સાર્થકતા પ્રાપ્ત કરવી! લગ્ન...માની લ્યો! પણ આમ ચોર જેવું મન લઈને? છી! પોતાની આ સેવા ચાકરી, સતીપદ પ્રત્યે આ ભક્તિ, પ્રીતિ, ચાહના—આ બધું ત્યારે શું કૃત્રિમ છે? આની પાછળ એક મહાન સ્વાર્થ રહેલો છે! સ્મૃતિની વ્યવહાર કુશળ આંખો શું આ સ્વાર્થ પકડી શકી હશે? તેથી જ શું એ નિકટ ભાવે મળતાં સંકોચ પામતી હશે?

ગર્જના કરીને મન પોકારી ઊઠ્યું: 'ના, ના—આ કોઈ રંગીન પડદો નથી! તારી કામના વિસર્જન ન કરી શકે તો આ મકાનની દિશા તરફ પણ ન ઊભો રહીશ! દૂર રહેજે...મનને કાબૂમાં રાખજે: આ ઉજ્જડ સંસારમાં એક દરદી મિત્ર તરીકે આવી શકે, તો જ આવજે! નહિ તો...'

નાલુએ આવીને પૂછ્યું: "અત્યારે કેટલો તાવ છે?"

મૃગેન્દ્રે ઈશારાથી મૌન રહેવા સૂચવ્યું.

સ્મૃતિએ આવીને ઘરમાં દીવો કર્યો. ત્યાર પછી પથારી પાસે આવીને જોયું તો સતીપદની બંને આંખો મીંચાયેલી હતી.

સ્મૃતિએ મૃગેન્દ્ર સામે જોયું: સ્વર અત્યંત મૃદુ કરીને કહ્યું: "સૂઈ ગયા છે?"

મસ્તક હલાવીને મૃગેન્દ્રે હા જણાવી.

સ્મૃતિએ એવા જ મૃદુ સ્વરે કહ્યું: "ઊઠો. હાથ મો ધોઈને ચા પી લો. મેં ચા તૈયાર કર્યો છે – બેઠકમાં મૂકેલ છે."

મૃગેન્દ્ર સ્મૃતિ સામે જોઈ રહ્યો. સ્મૃતિએ કહ્યું: "ઊઠો, વાર ન લગાડો. હજી મારે ભાત ઓસાવવા છે."

મૃગેન્દ્ર કશું ન બોલતાં ઊભો થયો.

# ૯

# આશાના ગીત

ત્રણ ચાર દિવસ સુધી તાવ એક ધારો રહ્યો. એકાએક પાંચમા દિવસની સવારે સતીપદે આંખ ખોલીને જોયું તો, પસીનાથી આખું શરીર તરબોળ થઈ ગયું હતું–તાવ ઉતરી ગયો હતો. તેમણે સાદ કર્યો: "સ્મૃતિ..."

સ્મૃતિ પિતાની સેવામાં પાછલી રાત સુધી જાગી હતી. પરોઢ સમયે એની આંખો ઊંઘના ભારથી ઘેરાણી, એટલે નીચે એક શેત્રંજી પર સૂઈ ગઈ. એની નિદ્રા ચપળ હતી. માની બિમારીથી એને આ અભ્યાસ પડી ગયેલો. પિતાનો સાદ સાંભળતાં જ તે એકદમ જાગી ગઈ અને બોલી: "કેમ, બાપુજી?"

સતીપદે ક્ષીણ સ્વરે કહ્યું: "ખૂબ પસીનો વળ્યો છે, કપડાં ભીંજાઈ ગયાં છે. મને લાગે છે કે તાવ ઉતરી ગયો છે."

પિતાના કપાળ પર હાથ મૂકીને સ્મૃતિએ જોયું તો કપાળ જાણે બરફ જેવું ઠંડુ હતું. તેને ભય થયો, માતાનું શરીર પણ આવી જ રીતે બરફ જેવું ઠંડુ હતું, એવું તો નથીને?

તે એકદમ નીચે ગઈ. બહારના ખંડમાં મૃગેન્દ્ર સૂતો હતો. ચાર પાંચ દિવસથી તે અહીં જ રહ્યો હતો. સ્મૃતિએ પોતે જ એને કહ્યું હતું કે: 'આપ અહીં રોકાઈ જાઓ તો સારું.'

સ્મૃતિના આ આગ્રહથી મૃગેન્દ્ર કૃતાર્થ થયો હતો ! આટલા દિવસો પર્યંત તે હંમેશ રાતના બે વાગ્યા સુધી સતીપદની પથારી પાસે બેસી રહેતો અને સ્મૃતિના પ્રબળ આગ્રહ પછી નીચે સૂઈ રહેવા ચાલ્યો જતો.

સ્મૃતિએ આવીને કહ્યું : “ સાંભળો છો ? ”

મૃગેન્દ્ર કોઈ સ્વપ્ન જોઈ રહ્યો હતો – સ્વપ્ન સરસ હતું ! એના અધરના ખૂણા પર હાસ્યની આછી રેખા હતી ! સ્મૃતિને એ જોવાનો સમય નહોતો. તે ફરી બોલી : “ સાંભળો છો ? ”

મૃગેન્દ્રની નિદ્રા ભાંગી. આંખ ઉઘાડીને જોયું તો, સ્મૃતિ ! તે સ્વપ્નમાં સ્મૃતિને જ જોઈ રહ્યો હતો ! નહિ તો એના ચહેરા પર આછું હાસ્ય આવે ક્યાંથી ?

સ્મૃતિને જોઈ મૃગેન્દ્ર એકદમ બેઠો થઈ ગયો. બોલ્યો : “ બાપુજીને કેમ છે ? ”

સ્મૃતિએ કહ્યું : “ બાપુને પસીનો ખૂબ વળ્યો છે. મને ભય લાગે છે. ”

“ ભય ? ચાલો, જોઈએ. ” કહીને મૃગેન્દ્ર ઊઠ્યો, અને ઉપર જઈ સતીપદના શરીર પર હાથ મૂકી જોયું તો શરીર ખૂબ શીતળ હતું. મૃગેન્દ્રે તરત નાડ તપાસીને કહ્યું : “ ના, નાડી બરોબર છે. ભય જેવું કશું નથી. તાવ ઉતરી ગયો છે. એક ટુવાલ લાવીને પસીનો લૂછી નાખો. પછી કપડાં બદલી નાખો. હું દાક્તર પાસે જઉં છું. ”

સ્મૃતિએ કહ્યું : “ ના, આપ ક્યાંય જશો નહિ. મને ભય લાગે છે. હું નાલુને મોકલું છું. ”

મૃગેન્દ્રના મનને આરામ મળ્યો. એના પર સ્મૃતિ આજે આટલી નિર્ભર છે ! સ્મૃતિને એના વગર ભય લાગે છે ! તેણે આવું જ સ્વપ્ન જોયું હતું–જાણે જીવન પરથી ઘણા વરસો પસાર થઈ ગયાં છે ! પોતે સંસાર જમાવીને બેઠો છે, અને એ સંસારમાં સ્મૃતિ પત્ની બનીને એના જીવનને ધન્ય બનાવી રહી છે ! કોઈ કાર્ય માટે જાણે પોતે

બહાર જતો હતો, સ્મૃતિ સજલ નયને કહેતી હતી, એકલાં રહેવું મને નહિ ગમે...

જીવંત સ્મૃતિની આ વાતથી જાણે સ્વપ્નની સ્મૃતિ સજાગ બની! આવેશથી તેણે ઘડીભર માટે આંખો બંધ કરી. સ્વપ્નમાં જોયેલું કેટલુંક તો સત્ય બન્યું, બાકીનું સત્ય શું કઠીન છે, ભગવાન!

છેલ્લા ત્રણ ચાર દિવસથી સતીપદની ઔષધ-પરિચર્યા સંબંધે સ્મૃતિ સાથે ઘણી વાતો સહજ ભાવે થઈ છે. પહેલાં મૃગેન્દ્રને ભય લાગતો કે કદાચ પોતાના મનનો સ્વાર્થ સ્મૃતિ જાણી જશે, એથી તે સ્મૃતિ સામે ખુલ્લા દિલથી મોઢું ઊંચુ કરી શકતો નહિ. પણ છેલ્લા ત્રણ ચાર દિવસની નિકટતાથી એ ભાવ દૂર થઈ ગયો છે! સ્મૃતિ જાણે પોતાના અભેદ્ય કિલ્લામાંથી બહાર નીકળીને નીચેના મેદાનમાં સાવ નજીક આવીને ઊભી રહી છે! પહેલાં જે દુર્ગનો દરવાજો પણ ખુલી શકતો નહિ, આજે તે સહજ બની ગયેલ છે! એના મનને પણ જાણે શાંતિ મળી છે. તરુણવયની પ્રચંડ લોલુપતા સઘળી નિર્લજ્જતા સાથે સહજ આલાપના પડદા પાછળ છૂપાઈ ગઈ છે! મૃગેન્દ્ર પણ શાંતિ મેળવી શક્યો છે. પહેલાં જેવું દુર્બળ મન લઈને અહીં રહેવું એને ખૂબ વસમું થઈ પડ્યું હતું!

એ સિવાય આ પરિચર્યા પાછળ મૃગેન્દ્ર પોતાના મનને ખૂબ શુદ્ધ કરી શક્યો છે. આ વયે તે અપરિચિત તરુણી સાથે હળવા-મળવાનો અભ્યાસી નહોતો, તેથી જ આંખો સામે સ્મૃતિના રૂપ ગૌરવે એક પ્રકારની વિહ્વલતા ઊભી કરી હતી! સ્મૃતિ સાથેના વાતચિતના દરેક પ્રસંગોમાં મન અચકાતું-અને તરુણ ચિત્તની મિલન કામના અહોનિશ મનને પ્રજાળી રહી હતી! નવલકથામાં કદાચ આને જ મોહ કે પ્રેમ કહેતા હશે! મૃગેન્દ્ર નવલકથાનો માર્ગ પકડીને ચાલ્યો હતો. આજે એ માર્ગ સહજ બન્યો છે-કદાચ સ્મૃતિના અભેદ્ય મનના લીધે!

કારણ ગમે તે હોય, આજ એની લોલુપતા અમુક અંશે વિરામ પામી છે. પુરની શરૂઆતમાં પાણીમાં પ્રથમ તરંગોનો ઉચ્છવાસ જાગે...પાણી ચંચળ બને, વિક્ષુબ્ધ થાય, ભમરી ખાય અને પુર સ્થિર બને ત્યારે પાણીનો પ્રવાહ પણ વિશાળ અને ગંભિર બને. મૃગેન્દ્રના ચિત્તની ચંચળતાનું પરિવર્તન પણ એવા જ રીતે થયું. મન સાથે તેણે ખૂબ ચર્ચા કરી છે. અને દરદીની સેવા પરિચર્યાના પરિણામે મૃગેન્દ્રનો ઉકળાટ શાંત બન્યો છે. સ્મૃતિને જોઇને, સ્મૃતિ સાથે વાતો કરીને તે આરામ અનુભવતો, તૃપ્તિ મેળવતો–પહેલાં પ્રેમભરી વાણી કહેવાનાં અને સાંભળવાની જે વાસના હતી, તે આજ નથી! સ્મૃતિને જોવાની આશા મટતી નથી એ સાચું પણ એ આશા સ્નિગ્ધ-તાથી ખંડિત બનીને મૃગેન્દ્રને પ્રશાન્ત બનાવી રહી છે! વાતોના ઉચ્છવાસથી નારીના ચિત્ત પર વિજય નથી મેળવી શકાતો એ સત્ય એને સમજાયું છે. નારીનું ચિત્ત સાધનાની વસ્તુ છે! એ સાધના જ પોતે કરશે!

કાવ્યમાં ને નવલકથાઓમાં તેણે વેગવંત પ્રેમની વાતો વાંચી છે: એ પ્રેમ ધરણીનો સ્પર્શ ન કરી શકે, એ પ્રેમ તો કેવળ આંખોની વાતો, બાહુના બંધન અને અધરમિલનનો પિયાસી! સમાજ સંસારનો ત્યાગ કરીને એ પ્રેમ કોઈ માયા લોકમાં જ રમતો હોય છે! પરંતુ સેવા પરિચર્યા અને સ્મૃતિ સાથે હાથ મેળવીને તે સમજી શક્યો કે નવલકથાનો પ્રેમ એ ગગનવિહારી પ્રેમ છે. સંસારીઓનો પ્રેમ તો સેવા અને કાર્યના કવચ વચ્ચે જ છૂપાયેલો છે. સંસારીના પ્રેમની સાચી સાર્થકતા સેવા અને કાર્યમાં રહેલી છે!

નાલુ દાક્તરને બોલાવી લાવ્યો. સતીપદને તપાસીને દાક્તરે કહ્યું: "વાહ! તાવ ગયો છે. જરાય ભય નથી. પસીનો વળે છે ને? આ વખતે કવીનાઈન આપીશ."

× × ×

ધીરે ધીરે સતીપદ સ્વસ્થ થઈને ઊઠયા. તેઓ ખોરાક પર ગયા

એટલે મૃગેન્દ્ર જવા તત્પર થયો. સતીપદે કહ્યું: "તારા અભ્યાસમાં ઘણી રૂકાવટ થઇ ભાઈ...."

મૃગેન્દ્રે કહ્યું: "એમાં કંઇ નહિ...."

સતીપદે કહ્યું: "તું અમારો સંપર્ક છોડી દે....પરીક્ષા નજીક આવે છે. અભ્યાસ કરવો જોઇએ...."

મૃગેન્દ્રે કહ્યું: "પરીક્ષામાં પાસ થવું મારે માટે જેટલું જરૂરી છે, તેટલું જ માણસ બનવું જરૂરી છે."

સતીપદે કહ્યું: "પણ તારા પિતાએ અભ્યાસ કરવા તને મોકલ્યો છે. અભ્યાસ છોડીને અમારી પરિચર્યામાં પડચા રહેવું તારા માટે ઉચિત નથી."

મૃગેન્દ્રના હૈયામાં ધબકારો થયો. તે બોલ્યો: "મારા બાપુને આ કાર્યમાં સંતોષ થશે. છતાં પણ આપની આજ્ઞા...."

સતીપદે કહ્યું: "અહીં આવવું બંધ કર. અઠવાડિયે એક જ દિવસ આવવું....તે પણ અભ્યાસ માટે, કશું જાણવું હોય તો! તારી દયા હું કદી નહિ ભૂલું ભાઈ."

મૃગેન્દ્રને દુઃખ થયું. તે બોલ્યો: "દયાની વાત ન કરો. એથી મારા મનમાં આઘાત થાય છે. સ્નેહનો સમુદ્ર! અહીં આવીને મને આરામ મળે છે. આપ સહુનું સાહચર્ય...."

આટલું કહીને મૃગેન્દ્ર અટકચો. આ પોતે શું બોલી રહ્યો છે! બળતી ક્ષણે પોતાની જાતને સંભાળી લઇને તે બોલ્યો: ' માબાપ અને ભાઈ બહેનનો સંગ છોડીને વિદેશમાં સ્નેહ–માયા માટે મનમાં તલસાટ રહે છે. એ સ્નેહ–માયા અહીં મળે છે, એનાથી મને વંચિત કરશો નહિ. અભ્યાસના બહાને આ સ્નેહ મમતાથી હું વંચિત થઇશ તો મારું મન દુઃખથી ભાંગી જશે..." કહેતાં કહેતાં મૃગેન્દ્રનો સ્વર ગળગળો થઈ ગયો.

તેના ચિત્તનો કરુણ ભાગ સતીપદના હૈયાને સ્પર્શ કરી ગયો. સતીપદે કહ્યું: "તને ન જોઈને મારાં બાળકો પણ અસ્થિર બની

જાય છે! એ બધું હું સમજું છું. પણ મારા આ દુર્ભાગી સંસારમાં ઝકડાઈને તારે ખૂબ ક્ષતિ સહેવી પડે છે."

મૃગેન્દ્રે કહ્યું: "આપ આમ કહેશો તો મારું મન વેદનાથી દુઃખી થશે."

સતીપદે કહ્યું: "ભગવાન તારું કલ્યાણ કરશે, એ હું જાણું છું ને માનું છું. પણ મારી વ્યથા દૂર થઈ શકે એવી નથી. તું જેટલી છાયા આપીશ, એથી અમારાં ભાગ્યની બળતરા વિરામ નહિ પામે. તેથી જ કહું છું: નકામા તારે પણ શા માટે..."

મૃગેન્દ્ર કંઈક કહેવા જતો હતો, પણ કહી શક્યો નહિ. સ્મૃતિએ આવીને કહ્યું: "બાપુજી..."

સતીપદે કહ્યું: "કેમ બેટા?"

સ્મૃતિએ કહ્યું: "નાલુની પરીક્ષા નજીક આવે છે, અને નાલુ રમતગમત ને મિત્રોમાં મશગૂલ છે, પછી શું થશે?"

સતીપદે કહ્યું: "સાંજના ઘડીક રમે નહિ?"

સ્મૃતિએ કહ્યું: "સાંજની વાત ક્યાં છે! સવારે પણ જમીને ચાલ્યો જાય છે, સાંજે પણ ચાલ્યો જાય છે, અત્યારે પણ એનો પત્તો નથી!"

સતીપદે એ વાતનો ઉત્તર ન આપતાં સ્મૃતિને કહ્યું: "મૃગેન્દ્ર આજ હોસ્ટેલમાં જાય છે. મેં કહ્યું કે, હવે તું અહીં ન આવીશ. અમારે ત્યાં એક પછી એક વિપદ હોય જ છે. એમાં ભાગીદાર થઈ ને પોતાના ભાવિને શા માટે માટીમાં મેળવવું જોઈએ?"

મૃગેન્દ્રે સ્મૃતિ સામે જોયું. સ્મૃતિ શું જવાબ આપે છે! કદાચ એનાં જવાબ ઉપર ભાવિનો કાર્યક્રમ નક્કી કરી શકાશે.

પણ સ્મૃતિએ આ વાતનો કશો ઉત્તર ન આપ્યો. માત્ર મૃગેન્દ્ર સામે જોયુ. જોતાં જ મૃગેન્દ્રની નજર મળી અને સ્મૃતિએ દ્રષ્ટિ પાછી વાળી લીધી.

સ્મૃતિએ કહ્યું: "નાલુને તમે બરાબર સમજાવી દો. રમત-ગમતમાં જ રહેવું હોય તો અભ્યાસ છોડી દે." આટલું કહીને ઉત્તરની રાહ જોયા વગર તે વિજળીની માફક શાંત પગલે ચાલી ગઈ.

મૃગેન્દ્ર તો જાણે તીરથી બવાઈને ઊભો રહ્યો! સ્મૃતિના ગયા પછી એનામાં ચેતના આવી. મૃગેન્દ્રે સતીપદના ચરણોમાં નમસ્કાર કરીને કહ્યું: "હું ત્યારે જઉં છું. જ્યારે મમતા માટે મન વ્યાકુળ થશે, ત્યારે તમારી પાસે ચાલ્યો આવીશ. કૃપા કરીને આટલી અનુમતિ મને આપો."

સતીપદે હળવું હાસ્ય વેરતાં કહ્યું: "આવજે. પણ સ્નેહ? જે હ્રદયમાં તું જળની આશા રાખે છે, એ હ્રદય તો આજે રણ જેવું છે! જોઉં છું તારા ગુણથી કદાચ ત્યાં ઝરણું પ્રગટે! હું તો બળી ગયેલો છું. મારી પાસે જે આવે એને પણ મારા દુર્ભાગ્યની જ્વાળાથી બળવાનું હોય છે." સતીપદે એક નિશ્વાસ નાખ્યો.

મૃગેન્દ્ર વિદાય લઈને સ્ટીમરના ઘાટ પાસે આવીને ઊભો રહ્યો. સ્ટીમર આવી રહી છે. ગંગાનું કલેવર જાણે વિષાદમય બન્યું છે! મૃગેન્દ્રે નાળિયેરી સામે જોયું. દૂરથી સતીપદનું ઘર દેખાતું હતું. ઝરુખામાં કોણ ઊભું છે? સ્મૃતિ? હા, તે જ છે!

સ્મૃતિ શાંત ભાવે ઊભી છે—એની નજર નદીના કિનારા તરફ છે. શું જુવે છે? ગંગા? એકાએક ગંગા શા માટે નિહાળે? ત્યારે શું મૃગેન્દ્રને જુવે છે?

મૃગેન્દ્રના અંધકાર ભર્યા મનમાં પ્રસન્નતાનો પ્રકાશ પ્રગટ્યો. વિદાય ક્ષણે મૌન દ્રષ્ટિ વડે સ્મૃતિ અભિવાદન કરી રહી લાગે છે!

શા માટે? મૃગેન્દ્ર ચાલ્યો જાય એમાં સ્મૃતિને શું? ત્યારે શું સ્મૃતિ આ વિદાય ક્ષણને હૈયામાં સાચવી રહી છે? મૃગેન્દ્રે પોતાની જાતને કૃતાર્થ માની.

સ્ટીમરનો પાવો વાગ્યો—સ્ટીમર નજીક આવી રહી હતી. થોડી જ વારમાં મૃગેન્દ્ર દ્રષ્ટિ મર્યાદાથી દૂર ચાલ્યો જશે. કિનારા પરનું આ

ઘર, એની હજારો આશા ભરેલું આ ઘર, દૂર દૂરની સ્મરણ-રેખા માફક અંતરમાં જાગૃત રહેશે ? હંમેશનો આ પરિચય-એના કંઠનો સ્વર–એ બધું સ્મરણ મંદિરમાં કોતરાયેલું રહેશે !

સ્ટીમર ઘાટ પાસે આવી. મૃગેન્દ્ર જવા ચાહતો નહોતો ! કંઈ ભૂલીને તો જતો નથી ને ? તો તો એ બહાને...

ના–પોતે લાવ્યો હતો શું ? પાછું ન જઈ શકાય ! મૃગેન્દ્ર સ્ટીમર પર ચડયો. રેલીંગ પકડીને ઊભો રહ્યો. એ મકાન દેખાય...સ્મૃતિ ચકિત બની ગઈ છે ! એની ચંચળ દ્રષ્ટિ કોઈને શોધતી તો નથી ને ? એમ જ છે. મૃગન્દ્રને જોવા ચાહે છે ? મૃગેન્દ્રના હૈયામાં વેદના અને આનંદનો સંગમ થયો–જેવી રીતે વરસાદ અને તડકાની રમત !

સ્ટીમર ગતિમાન બની. પાણીનો કલરોળ અને ઉતારુઓનો ચિત્કાર મૃગેન્દ્રને અસહ્ય જણાયો. એક ધ્યાને તે દૂરના મકાન તરફ જોઈ રહ્યો–ઝરૂખામાં ઊભેલી મૂર્તિ અસ્પષ્ટ થવા માંડી ! ધીરે ધીરે વધુ અસ્પષ્ટ...અંતે અદ્રશ્ય થઈ ગઈ. મૃગેન્દ્રની આંખ સામે ગંગાનો હરિયાળો કિનારો, અંધકારથી ઘેરાયેલો ઘાટ અને જળનો વિપુલ વિસ્તાર તરવરી રહ્યો.

એક નિશ્વાસ નાખીને મૃગેન્દ્ર બાંકડા પર બેસી ગયો. તેની ચેતના જાણે વિલુપ્ત થઈ રહી હતી !

એકાએક કાન પર કોઈના શબ્દો અથડાયા : " સાંભળો છો ? "

મૃગેન્દ્રે જોયું: એક પ્રૌઢ અને દુર્બળ વ્યક્તિ છે એના હાથમાં એક બેગ છે. કોઈ અપરિચિત લાગે છે. મૃગેન્દ્ર વિસ્મય-કૌતૂહલ ભરી નજરે એના સામે જોઈ રહ્યો.

એ વ્યક્તિએ કહ્યું : " મારું નામ વિશ્વવિજય ઘટક !* આપ સતીપદ પ્રોફેસરને ઓળખો છો ને ? એમના ઘેર આપને જોયા હતા..."

---

**ઘટક :** કન્યાઓને મુરતિયા શોધી આપવાનું અને મુરતીઆને કન્યાઓ શોધી આપવાનં કામ કરનારને બંગાળમાં ઘટક કહે છે; અને એનુ બીજું વિશેષણ છે પ્રજાપતિનો દૂત. સગપણસાધા કરવામાં આ વર્ગ પાવરધો હોય છે.

મૃગેન્દ્રે કહ્યું : " હા..."

વિશ્વવિજયે કહ્યું : " એની બે છોકરીઓ મોટી થઈ છે. સાંભળ્યું છે કે હજી એનો સંબંધ થયો નથી. મારી તપાસમાં મુરતિયો છે – ખૂબ સરસ મુરતિયો."

મૃગેન્દ્રે તેના ચહેરા સામે ઘડિક જોઈને કહ્યું : " ઠેકાણું લખી લ્યો. કાલ સવારે આઠ નવ વાગે મને હોસ્ટલમાં મળજો. આ સંબંધી હું આપની સાથે વાત કરીશ."

ઘટકે કહ્યું : "સારું." કહીને તેણે જૂની ડાયરી કાઢી. મૃગેન્દ્રનું ઠામ ઠેકાણું લખી લીધું. લખીને કહ્યું : " જરૂર મળવા માટે આવીશ. ચાંપાતલામાં એક વાત પાકી કરવા જવાનું છે. એટલે ત્યાં જતી વખતે તમારી પાસે પણ..."

મૃગેન્દ્રે કહ્યું : " મોડું ન કરતા."

વિશ્વવિજયે કહ્યું : " મોડું હોય? અમે તો પ્રજાપતિના દૂત રહ્યા. ટાઇમટેબલ હાથમાં રાખીને ફરીએ. એ માટે આપ જરા ય ચિંતા કરશો નહિ."

## ૧૦

# પ્રજાપતિનો દૂત

રાત અનંત વિચારો વચ્ચે પસાર થઈ. સવારે પણ અધીરતાની સીમા નહોતી. ઘટક આવશે તો ખરોને? વારંવાર મનમાં થતું, આનું નામ ભવિતવ્ય! ભવિતવ્ય – ભાગ્ય એ બધાને મૃગેન્દ્ર માનતો નહિ. ગઈ કાલની સાંજ સુધી માનતો નહોતો! અત્યારે માને છે. ભવિતવ્ય ન હોત તો ઘટક સાથે અકસ્માત મેળાપ થાય કેવી રીતે? ભવિતવ્ય છે, એ સાચું. સતીપદ પણ કાલે ભાગ્યની વાત કહેતા હતા.

આઠ વાગી ગયા. મૃગેન્દ્ર અસ્થિર બન્યો. મનમાં થયુંઃ ઘટકનું ઠેકાણું શા માટે ન લખી લીધું! કદાચ ન આવે તો? તે નીચે ઉતર્યો, હોસ્ટેલના દ્વારપાળ પાસે જઈને તેણે કહ્યું : "મારી પૂછપરછ કરતું કોઈ આવે તો એને સીધો મારી ખોલી પર મૂકી જજે. ઇનામ આપીશ."

ઘરમાં ને બહાર, બહાર અને ઘર...અસ્થિરતાની સીમા નહોતી! અમલે આવીને કહ્યું : "અરે મૃગુ, આજે સાડા નવ વાગે સ્પેશીયલ કલાસ છે. રેનહામ સાહેબે કહ્યું છે કે કેટલાક પ્રયોગો કરવાના છે."

રેનહામ સાહેબ સાયન્સના પ્રોફેસર હતા. મૃગેન્દ્રે કહ્યું : "મારું શરીર આજે સ્વસ્થ નથી, કલાસમાં આવી શકીશ કે નહિ એ કહી શકતો નથી!"

અમલ ચાલ્યો ગયો. મૃગેન્દ્ર પોતાના મનને કહેવા લાગ્યો: "હાથમાં આવેલા ભાગ્યને જતું કરવું એ તો મોટી મૂર્ખાઇ..."

ખોલીનું દ્વાર બંધ હતું. બહારથી અવાજ આવ્યો: "મૃગુ-ભાઇ છે?"

"કોણ?"

દ્વાર ખોલીને કાશીનાથ અંદર આવ્યો. બોલ્યો: "આ વિશ્વ-વિજય ઘટક તમને શોધી રહેલ છે?"

કાશીનાથની પાછળ વિશ્વવિજય હતો. મૃગેન્દ્રે કહ્યું: "હું નહાવાની તયારી કરું છું. આજ સાડાનવ વાગે સ્પેશ્યલ ક્લાસ છે. આપે બહુ મોડું કર્યું!"

હળવા હાસ્ય સાથે વિશ્વવિજયે કહ્યું: "શું કરું ભાઈ, સાત સાત ઠેકાણે ઘુમવાનું હોય છે. આ કાશીબાબુ પાસે જ વાર લાગી..."

મૃગેન્દ્રે કાશીનાથ સામે જોયું: કાશીનાથે કહ્યું: "આ તો વિશ્વનો વિજય કરે તેવા છે. આજ ત્રણ માસથી ચક્કર લગાવે છે, પણ મારી બહેનનો સંબંધ ક્યાંય સ્થિર કરી શક્યા નથી!"

વિશ્વવિજયે કહ્યું: "દીનુબાબુના છોકરાને જોવાનું તો કહ્યું હતું. બાપનો પૈસો છે. છોકરો બહુ બુદ્ધિશાળી નથી, પણ એથી શું, બાપનો ધંધો તો ધીકતો છે ને!"

કાશીનાથે કહ્યું: "એક નાનું દવાખાનું, અને તે પણ ગામડામાં. બાપુજી પાંચ હજાર રૂપિયા પહેરામણીના દેવાનું કહે છે...અને આવું પાત્ર શોધવું?"

વિશ્વવિજયે કહ્યું: "બજાર કેવો છે, એ તો વિચારો! આપના જેવું પાત્ર હોય તો એની કિંમત દસ હજાર! આપના માટે આપના પિતાશ્રી કન્યા ચાહે છે? હું સુંદરી કન્યા આપીશ – સાથે દસ હજાર રૂપિયા. પાંચ હજારમાં તે કેવોક મુરતિયો મળે!"

મૃગેન્દ્રને અકળામણ થઈ. ઘટકતો આવ્યો પણ સાથે કાશીનાથને બાંધતો આવ્યો. સરસ પ્રહ!

કાશીનાથે કહ્યું : " મૃગુનું મૂલ્ય વીસ હજાર કરતાં પણ વધારે ગણાય. એના પિતા ડેપ્યુટી છે, જમીનદાર છે, પાત્ર પણ પહેલા નંબરનું – યુનિવર્સિટીની છાપવાળું. મૃગુનો વિજય કરવાનો પ્રયત્ન કરવો છે કે શું ?"

લોલુપ નજરે ઘટકે મૃગેન્દ્ર સામે જોયું. નજર તીક્ષ્ણ હતી ! કહ્યું : " આપનો સંબંધ નથી થયો ? "

કાશીનાથે હસીને કહ્યું : " ના..."

ઘટકે કહ્યું : " એથી શું ! વિશ્વવિજય તો દિગ્વિજયી છે. એને કશું અસાધ્ય નથી. સારું, કન્યા તૈયાર છે. બડારવાળા ભગવતી બાબુની પુત્રી...રૂપ અને ઐશ્વર્યમાં અજોડ છે. બાપ મોટો ઑફિસર છે – સીમલામાં રહે છે, મહિને દોઢ હજારનો પગાર છે. રાજશાહી જીલ્લા તરફ જમીનદારી પણ મોટી છે. એકની એક પુત્રી છે. બીજાં બાળકો જ નથી. "

કાશીનાથે કહ્યું : " પ્રયત્ન કરી જોજો. અમે મંગળ પ્રસંગનો લાભ જરૂર લેશું. "

મૃગેન્દ્રને ગમતું નહોતું. તેણે કહ્યું : " કાશી, હવે તું જા, મારે ઉતાવળ છે. હજી મેં કશી વાત પણ નથી કરી."

કાશીએ આશ્ચર્યભર્યા સ્વરે પૂછયું : " કોની વાત ? "

મૃગેન્દ્રે કહ્યું: " મારી એક દૂરની બહેન છે. એની ઉપાધિમાં મને ચેન પણ પડતું નથી. "

કાશીનાથે કહ્યું : " ત્યારે તું વાત કર. હું જઉં છું..."

કાશીનાથ ચાલ્યો ગયો. મૃગેન્દ્રે કહ્યું : " આ સંબંધ જો તમે કરાવી આપશો તો તમને એક હજાર રૂપિયા ઈનામ આપીશ. "

ઘટકે કહ્યું : " વાત કરો. "

મૃગેન્દ્ર મૌન બનીને વિચારવા લાગ્યો. વાતને કેવી રીતે ઉપાડવી ! શરમથી તેની જીભ સૂકાવા લાગી. પણ શરમ રાખે ચાલે તેમ નથી. વાત તો કરવી જ જોઈએ...

છેવટે મૃગેન્દ્રે કહ્યું : " હું આપને મોકલું છું, એ વાત કોઈ પણ ઉપાયે પ્રગટ ન થવી જોઈએ! હું મારાજ લગ્ન માટે વાત કરવા માગું છું. આપ માત્ર વાત કરીને વાતાવરણ તૈયાર કરો. આપને મહેનતાણું પુરેપૂરું મળશે."

વિશ્વવિજયે હસીને કહ્યું : " સમજ્યો. આપ પ્રેમમાં પડ્યા લાગો છો! સ્નેહ લગ્ન પણ મેં કરાવ્યાં છે!"

એ વાત પર ધ્યાન ન આપતાં મૃગેન્દ્રે કહ્યું : " કાલે સ્ટીમરમાં જે કન્યા માટે વાત થઈ હતી...સતીબાબુની મોટી પુત્રી...સતીબાબુ અમારા પ્રોફેસર છે. એની સાથે મારે ગાઢ સંબંધ છે. મારા પ્રત્યે એ લોકોની લાગણી પણ ઘણી છે. હંમેશ હું એમને ઘેર જઉં છું. એની મોટી પુત્રીને હું ઓળખું છું – અને મારી ઈચ્છા એની સાથે લગ્ન કરવાની છે."

ઘટકને આશ્ચર્ય થયું. આટલો બધો સંબંધ છતાં...તે બોલ્યો : " કાલે આપ ત્યાંથી જ આવતા હશો?"

મૃગેન્દ્રે કહ્યું : " હા. સતીપદબાબુ હમણા જ વિધુર થયા છે. મને પોતાના બાળક માફક સમજે છે. હું જાતે વાત કરું તો એ ખૂબ રાજી થાય, પણ હું મારા માટે વાત ન કરી શકું...તેથી..."

વિશ્વવિજયે કહ્યું : " સમજ્યો. ચતુરાઈથી કામ કરવાનું છે. એ તો..."

ચતુરાઈ શબ્દ મૃગેન્દ્રના કાનને રુચ્યો નહિ. પણ આ અર્થ એ સમજી ગયો. આ કાર્ય માટે એને અન્ય કોઈ શબ્દ ન મળ્યો. તેણે વિચાર્યું: ગમે તે રીતે વાત થાય, પણ કામ પતવું જોઈએ. તેથી તે બોલ્યો : " ચતુરાઈ બરાબર નથી. પણ કંઈક બુદ્ધિપૂર્વક વાત કરવી જોઈએ. પુત્રીનો સંબંધ કરવા માટે તેઓ ઘણા અકળાયા છે, અથવા તત્પર છે, એવું હું હજી સુધી એમની વાતચિત પરથી જાણી શક્યો નથી. છતાં પણ..."

ઘટકે કહ્યું : " બરાબર ! પત્ની વિયોગના અંગે તેઓ શોક
થઈ ગયા હશે ! પણ તમે તમારા મનમાં જરાય ચિંતા કરશો નહિ. મ
માટે કોઈ કાર્ય અસાધ્ય નથી ! હું છું પ્રજાપતિનો દૂત ! તમે કહે
સતીબાણુના પણ લગ્ન કરાવી દઉં...આતો એની પુત્રની વાત છે

મૃગેન્દ્રને કંટાળો આવ્યો. બોલ્યો : " એ બધો નકામી વ
જવા દો. આપ શું કરશો એ કહો ? "

ઘટકે કહ્યું : " બીજું શું કરવાનું હતું ! ત્યાં જઈને કહી
કન્યાનો સંબંધ કરવા ચાહો છો ? એક સરસ પાત્ર છે, પછી ત
નામ જણાવીશ. "

મૃગેન્દ્રની આંખ સામે અંધકાર ઊભરાયો: તે બોલ્યો : "
તો કામ થઈ ગયું ! એ લોકો એમ જ માનશે કે, મેં જ આ
મોકલેલ છે ! ના, ના, એમ નહિ. આપ પાંચ છ પાત્રોના
લેજો, એની સાથે મારું નામ પણ કહી દેજો. કહેજો, મારા પિત
તમને યોગ્ય કન્યાની તપાસ કરવા માટે મોકલ્યા છે. સમજ્યા ? "

ઘટકે કહ્યું : " આપના પિતાશ્રીનું નામ, ઠેકાણું, વંશ પરિ
ગોત્ર વગેરે આપજો. એટલે વાતમાં સરલતા પડે. "

મૃગેન્દ્રે કહ્યું : " જરૂર આપીશ. તમે તમારા હાથે જ તમા
નોટમાં લખી લ્યો – હું લખી દઉં એ સારું નહિ ગણાય. નોટ
લોકો સામે બતાવી શકાશે. એ લોકોનો મનોભાવ શું છે એ જા
શકાશે...આ કાર્યમાં એમને કશો વાંધો નહિ હોય તો બાકીની વાત
તમારે કષ્ટ નહિ ઉઠાવવું પડે. એ લોકોનો મત હોય તો તમે મ
પિતાશ્રી પર પત્ર લખીને વાત પાકી કરજો. એ ભાર તમારા પર

ઘટકે રાજી થતાં કહ્યું : " સારું, હું આજે જ ત્યાં જઈ
જવા આવવાના ગાડી ભાડા માટે કંઈક...અમારાં કામ જ એવાં છે
મોઢેથી કહેવું ન શોભે. પણ કહ્યા વગર ન ચાલે. આજે
જાહેરાતનો યુગ છે ! "

મૃગેન્દ્રે પાંચ રૂપિયાની એક નોટ ઘટકના હાથમાં મૂકીને કહ્યું : "આ તમે રાખો. આજે જ જજો. સતીપદબાબુ સાંજના પાંચ વાગ્યા પછી આવે છે. એ સમયે જજો. અને આજ રાતે મને મળીને સમાચાર કહી જજો. હું તમારી રાહ જોઈશ."

ઘટકે કહ્યું : "એ હું બરાબર સમજું છું. આપ તો યંગમેન છો...અને પ્રેમની કિંમત અમે આજકાલ સારી રીતે સમજીએ છીએ. એથી અમારા કાર્યમાં પણ સરળતા થાય છે! ત્યારે હું ઉઠીશ. શ્યામ બાજારમાં એક કન્યા જોવા જવું છે. રાયબરેલીના મોટા વકીલ બિહારી બાબુ આવેલા છે. કન્યા જોવા માગે છે..."

મૃગેન્દ્રને આવી પંચાતમાં રસ નહોતો. તેણે વચ્ચે જ કહ્યું : "એ બધી વાતો સાથે મારે કંઈ સંબંધ નથી. તમે તમારું કાર્ય શરુ કરો. માત્ર વાતોમાં હું નથી માનતો!"

વિશ્વવિજયે ઊભા થતાં કહ્યું : "આપ કશી ચિંતા કરશો નહિ, હું સમય સર ત્યાં જઈશ. શુભ ચોઘડિયે જ એમના ઘેર પગ મૂકીશ. આપ નિશ્ચિંત રહેજો. મારા ઈનામની વાત ભૂલી ન જતા!"

નમસ્કાર કરીને ઘટકે હસતા વદને વિદાય લીધી. મૃગેન્દ્ર ઘડીક મૌન બેસી રહ્યો, ત્યારપછી સ્નાન માટે ઊઠયો.

વિશ્વવિજયે બેઈમાની ન કરી. સાંજના સમયે સાચે જ તે ચાલી ગયો. સતીપદનું એ ઘર! સંધ્યા પહેલાં જ ઘટકે આવીને બારણું ખખડાવતાં કહ્યું : "સતીપદ બાબુ છે?"

સતીપદ બહારના ખંડમાં આડે પડખે સૂતા હતા – ઘરમાં અંધકાર જામતો જતો હતો. આ અંધકારમાં આંખો મીંચીને સતીપદ ભૂતકાળના પ્રકાશભર્યા સ્મરણોમાં મનને રમાડી રહ્યા હતા.

ઘટકના આહ્‌વાનથી સતીપદ સ્મરણો ભરી દુનિયામાંથી પાછા વળ્યા. તેમણે કહ્યું : "અંદર આવો."

ઘટક ઘરમાં દાખલ થયો. સતીપદે કહ્યું : " નાલુ..."

નાલુ આવ્યો એટલે સતીપદે કહ્યું : " હરિકેન પ્રગટાવી લાવતો ભાઈ." સતીપદે બેઠા થઈને પૂછ્યું : " આપ ક્યાંથી આવો છો ? "

વાતો શરૂ થઈ.

નાલુ હરિકેન મૂકી ગયો. આડાઅવળી વાતો પછી ઘટકે સમય જોઈને કહ્યું : " સાંભળ્યું છે કે આપને બે કન્યાઓ છે, લગ્ન યોગ્ય..."

સતીપદે કહ્યું : " પુત્રીઓ બે નથી ચાર છે. પણ બે મોટી થઈ છે. લગ્ન કરવાને યોગ્ય છે. "

ઘટકે કહ્યું : " તેથી જ હું મુરતિયા શોધી લાવ્યો છું. "

પુત્રીઓના લગ્ન ! રોગ, શોક અને ચિંતામાંથી સંસાર કંઈક શાન્ત થયો છે ! વળી પાછો કલરવ ઊભો કરવો ! એ સિવાય સ્મૃતિ ...એના લગ્ન થશે તો આ ચાલતો સંસાર સાવ અસ્તવ્યસ્ત થઈ જશે – માટીમાં મળી જશે ! પોતાના સુખ માટે નહિ...પણ આ નાના ગભરૂ બાળકોની સંભાળ કોણ રાખે ! એને કાંઈ રઝળતાં તો મૂકી શકાય નહિ !

ઘટકે કહ્યું : " પહેલાં એકવાર હું આવેલો, ત્યારે તમે શોક-મગ્ન હતા ! "

સંધ્યાના અંધકારમાં આ બધી વ્યવહારિક વાતો જાણે સારી નથી લાગતી. મન ભૂતકાળના સ્મરણોમાં ઘૂમવા ચાહે છે. મૃગેન્દ્ર હતો ત્યારે વાતો, અભ્યાસ અને ચર્ચામાં સમય ચાલ્યો જતો; અને કંઈક એકાંત શાંતિ મનને ગમતી. આ વ્યવહારિક વાતો કરવાની સતીપદને જાણે ઇચ્છા જ થતી નહોતી. સતીપદે કહ્યું : " લગ્ન માટેનો વિચાર કરવાનો સમય હજી મળ્યો જ નથી ! "

ઘટકે કહ્યું : " એ સાચું, પણ આપને કન્યાઓના લગ્ન તો કરવાં જ પડશે ને ! બંગાળીનું ઘર, હિંદુનો સમાજ..."

એથી શું થઈ ગયું! ઘર કે સમાજ થોડો વિપદ વખતે સહા
આપે છે!

સતીપદે કહ્યું: "એ વાત અત્યારે રહેવા દો."

ઘટક છોડે એમ નહોતો. શા માટે છોડે? આ કાર્ય પાછળ
તેને ઘણા પૈસા મળવાની આશા છે! ઘટકે કહ્યું: "લેણદેણની વ
પછી કરશું. અત્યારે જે પાત્રો છે એની વાત સાંભળવામાં શો વ
છે! પાત્રો સરસ છે: દોષ રહિત. જુઓ આ નંબર એક કાશીપુર
હરિઘોષાલનો પુત્ર – મેડીકલ કૉલેજમાં ભણે છે. ઘોષાલ છે તે
થયું? પૈસા નથી ચાહતા: છોકરાને મા નથી – કન્યા જતાં વેંત
ગૃહિણી બની શકશે. કન્યા રૂપાળી, ઉમ્મરલાયક અને ભણેલી ગણે
જોઈએ. અને ત્રણ ચાર હજારના ઘરેણાં...ત્યાર પછી નંબર બ
છે: વાંસબેડાના શિવાનંદ ગાંગુલીનો ભત્રીજો. છોકરાનો બાપ ન
છોકરો લાયક છે – સબ ડેપ્યુટી થયો છે. અત્યારે કાટોયામાં છે. લે
દેણનો કોઈ પ્રશ્ન નથી. ઘરેણાં ચડાવવાં હોય તો ચડાવો, નહિ
કાંઈ નહિ – કન્યા રૂપાળી, ઉમ્મરલાયક અને ભણેલી જોઈએ."

આ બધી વાતો સાંભળીને સતીપદ અસ્થિર બની ગયા,
મનમાં વિરોધ ન જાગ્યો. પુત્રી જ્યારે ઉમ્મરલાયક થઈ છે, ત
એક દિવસે લગ્ન તો કરવાં જ પડશે! સતીપદે કહ્યું: "કલકત્તા
કોઈ છોકરો નથી?"

ઘટકે કહ્યું: "કેમ, આ કાશીપુરવાળો છોકરો છેને. કાશીપુ
કલકત્તા શું જુદાં છે!"

સતીપદે કહ્યું: "પણ ત્રણ ચાર હજારના ઘરેણાં ચડાવ
મારામાં શક્તિ નથી. બીજી છોકરી પણ ચૌદ વરસની થઈ છે.
સાથે બેના લગ્ન કરવાનો વિચાર છે...બંને મુરતિયા મળી
એવો કોઈ જોગ ખાયતો ..."

ઘટકે ભ્રૂકુટિ તાણીને પોતાની જૂની ડાયરીના પાના ફેર

માંડચાં – જાણે તલ્લીન બનીને. ત્યાર પછી બંને નયનો વિસ્ફારિત કરીને તેણે કહ્યું: "આ જુઓ, પણ આ કલકતામાં નથી. પણ આપને કલકતાનો આટલો બધો આગ્રહ શા માટે છે? ખૂબ સરસ છોકરો મેળવવો હોય તો કલકતા સામે જોશો નહિ. કલકતામાં તો બહારનો ડોળ મોટો – અંદર મોટી પોલ! અન્ય સ્થળના છોકરાઓ કંઈ નબળા નથી. છોકરો બી. એસ. સી.માં છે. સ્વભાવ, ગુણ અને દેખાવમાં પણ સરસ છે. એનો બાપ ડેપ્યુટી છે અને પાછો મોટો જમીનદાર – માલસાનો જમીનદાર......"

માલસાનો જમીનદાર! સતીપદે કહ્યું: "છોકરાનું નામ?" એના સ્વરમાં આગ્રહ ભર્યો હતો.

ઘટકે કહ્યું: "છોકરાનું નામ...હં," કહીને તેણે એક જૂનો કાગળ કાઢચો અને ડોળ કરીને ખૂબ ચીવટાઈથી મનમાં વાંચવા માંડચો. પછી બોલ્યો: "છોકરાનું નામ છે, મૃગેન્દ્રલાલ ચૌધરી. ક્ષેમેન્દ્રબાબુ મને વારંવાર પત્ર લખે છે કે છોકરા માટે કોઈ સારી કન્યા શોધી આપો. કશું ચાહતા નથી – સારું ઘર અને સુંદર કન્યા જોઈએ. ભણેલી ગણેલી ને ઉમ્મરલાયક જોઈએ. એ લોકો તો બધા આજકાલના નવા વિચારના છે ને..."

મૃગેન્દ્ર! એના પ્રાણનો પરમપ્રિય મૃગેન્દ્ર! એ શું બનશે? આ તો સ્વપ્નથી પણ અગોચર છે, કલ્પનાથી પણ પર છે...

સતીપદે કહ્યું: "મૃગેન્દ્ર! એના પિતાશ્રી શું લગ્ન કરવા તૈયાર છે? પણ મેં તો સાંભળ્યું હતું કે મૃગેન્દ્રને તેઓ વિલાયત મોકલવાના છે, અને બે ત્રણ વર્ષ પછી..."

જરા આંચકો અનુભવીને ઘટકે કહ્યું: "સાહેબ, આ તો મોટા માણસના મન છે! મને તો કાગળ પર કાગળ લખીને પરેશાન કરી નાખ્યો છે!"

સતીપદે કહ્યું: "મૃગેન્દ્રને આપે જોયેલ છે?"

ધટકે ઘડીક વિચારીને કહ્યું: "ના. સાંભળ્યું છે કે કોઈ હોસ્ટલમાં રહે છે. મારે તો એને જોવાની કંઈ જરૂર છે નહિ. પ્રથમ કન્યાનું તો નક્કી થાય : ત્યાર પછી ક્ષેમેન્દ્રબાબુની અનુમતિ લઈને પરસ્પરના પરિચય માટેનું થઈ શકશે. ત્યારે મુરતિયાને જોવાનું પણ......"

"હું!" કહીને સતીપદબાબુ ગંભીર બન્યા.

ધટકે આડું જોઇને સ્મિત કર્યું, પછી કહ્યું: "આપ મૃગેન્દ્રને ઓળખો છો?"

સતીપદે કહ્યું: "હા. એ મારા પુત્ર કરતાંય મને વધારે પ્રિય છે. એ છોકરો તેના વંશનું ગૌરવ છે...એક..."

વચ્ચે જ ધટકે કહ્યું: "વાહ્! ત્યારે તો આ ઘરનીજ વાત થઈ. મૃગેન્દ્રને તમે જોયો છે, ત્યારે તમને પસંદ ન પડે એવું તો કેમ કહી શકાય?"

સતીપદનું ચિત્ત આશાથી નાચી ઊઠયું. તેણે કહ્યું: "પસંદ ન પડે! પસંદગી કરતાંય એ ખૂબ મહાન છે! એની આશા રાખવી એ તો દુરાશા..."

ધટકે કહ્યું: "દુરાશા જેવી તો કોઈ વાત દેખાતી નથી. હંમેશા ભાવિ પ્રબળ છે...અસાધ્યને સાધ્ય બનાવે છે!"

સતીપદે કહ્યું: "મારી પુત્રીના ભાગ્ય એવાં નથી કે એ ત્યાં જઈ શકે..."

સતીપદના સ્વરમાં વેદના હતી.

ધટકે કહ્યું: "આઠ દસ કન્યાઓ સંબંધમાં મેં એમને લખ્યું હતું. આપની કન્યા અને શિવપુરના ઉમાચરણ હાલદારની કન્યા સંબંધી તપાસ કરવા માટે તેમણે મને લખ્યું હતું."

સતીપદે કહ્યું: "મારે ત્યાં કન્યા છે એ આપે કેવી રીતે જાણેલું?"

ધટકે કહ્યું: "આ મહોલ્લામાં જ મેં બે લગ્ન કરાવ્યાં છે.

સાંભળ્યું હતું અને આપની પુત્રીને નજરે પણ જોયેલ છે. એટલા માટે તો પહેલાં એકવાર આવ્યો હતો..."

સતીપદે ઘડિક વિચારીને કહ્યું: "પ્રયત્ન કરી જોઈએ. જો પુત્રીના ભાગ્ય સારાં હોય તો એ સુખમાં પડી શકશે..."

ઘટકે કહ્યું: "તો પછી આપ કન્યાની જન્મ કુંડલી મને આપો. એ લોકો આ વસ્તુને માને છે..."

"સારું." કહીને સતીપદ ઊઠ્યા અને અંદર ગયા. સ્મૃતિ રસોઈનું કાર્ય પૂરું કરીને સંસ્કૃત ટેક્સબુક વાંચી રહી હતી. અભ્યાસ પ્રત્યેની તેની રુચિ જરાય મંદ પડી નહોતી.

સતીપદે કહ્યું: "બેન, તારા જન્માક્ષર શોધી આપને!"

સ્મૃતિએ પિતા સામે જોયું. વિસ્મય પૂર્ણ સ્વરે તેણે પ્રશ્ન કર્યો: "અત્યારે મારા જન્માક્ષરની શી જરૂર પડી?"

મૂળવાત છૂપાવીને સતીપદે કહ્યું: "એક પંડિત આવેલા છે. એને જરા બતાવી જોઉં...જીવનમાં સુખશાંતિ કેવાંક છે?"

સ્મૃતિને આશ્ચર્ય થયું: તે બોલી: "પણ તમે તો આ બધું કદી માનતા નથી, બાપુજી!"

સતીપદે કહ્યું: "તારી બાએ જ મને આ વાતમાં માનવાનું કહેલું છે......"

"ઓહ!" પદ્માવતીને જ્યોતિષ ઉપર ખૂબ શ્રદ્ધા હતી. એ વારંવાર કહેતી કે 'હું અખંડ સૌભાગ્ય લઈને મરવાની છું. મારી કુંડળીમાં એવું જ ભાવિ છે.' એક વખત સતીપદને ન્યુમોનિયા થયેલો. પદ્માવતીએ કહેલું: 'મારા પહેલાં એમને કદી આંચ ન આવે. મારી જન્મકુંડળી મને બરાબર કહે છે.' અને એમ જ બનેલું. પદ્માવતીનો જ્યોતિષ પર આટલો અટલ વિશ્વાસ હતો!

કશો વિરોધ કર્યા વગર સ્મૃતિએ કપડામાં વીંટેલું એક બંડલ પિતાના હાથમાં મૂક્યું. સતીપદ આ બંડલ લઈને બહારની બેઠકમાં આવ્યા.

ઘટક એકલો બેઠો બેઠો પોતાની બુદ્ધિ અને ચાતુરી પર વિચાર કરી રહ્યો હતો, અને મોજથી બીડી પી રહ્યો હતો. સતીપદને જોઈને બોલ્યો : "લાવ્યા ને ?"

સતીપદે કહ્યું : "મારી બંને પુત્રીઓના જન્માક્ષરની નકલ ઉતારી આપુ છું."

ઘટકે કહ્યું : "એ વધારે સારું. પણ સાહેબ, કામ થાય એટલે મને રાજી કરવો પડશે !"

સતીપદે કહ્યું : "જરૂર. મૃગેન્દ્ર સાથે જો કરાવી આપશો તો......"

ઘટકના મનને આનંદ થયો. મૃગેન્દ્ર પોતે જ જ્યારે તૈયાર છે તો પછી શો વાંધો છે ? બે હાથ મળી જ ગયા છે !

વિશ્વવિજયના જાણે ભાગ્ય ખીલ્યાં !

૧૧

# સ્મૃતિનો નિર્ણય

**મો**ડી રાતે સતીપદે આવીને જોયું, તો બધાં બાળકો ક્યારના સૂઈ ગયાં હતાં. ઓસરીમાં લેમ્પ બળતું હતું, અને એના પ્રકાશમાં સ્મૃતિ પુસ્તકોનો ઢગલો લઈ ને અભ્યાસ કરતી બેઠી હતી.

સતીપદે જોઈને કહ્યું: "હજી તું જાગે છે બેટા?"

"હા."

"અભ્યાસનું વાંચતી લાગે છે, કેમ?"

સ્મૃતિએ મસ્તક હલાવીને હા જણાવી.

ઠંડીની રાત! ચારે દિશાએ શાંતિ હતી. બાળકો એક ઓરડામાં સૂતા હતા — માતાના ઓરડામાં. એની બાજૂના ખંડમાં નાલુ અને સતીપદ સૂઈ રહેતા.

સ્મૃતિના ચહેરા પર પ્રકાશ પથરાઈ રહ્યો હતો...તેનું મન અભ્યાસમાં તલ્લીન બન્યું હતું. આખો દિવસ ઘરકામનો બોજો ઉપાડીને પુસ્તક ક્યારે ખોલી શકે! સતીપદ પુત્રી સામે જોઈને ઘડીક ઊભા રહ્યા. આ પુત્રી...શાંતિથી ઘરનો ભાર ઉઠાવીને ચાલી રહી છે. એને પારકા ઘેર મોકલીને આ સંસારની શી દશા થશે? ગમે તે થાય, એથી કાંઈ પુત્રીને અપરિણીત રખાય છે? તેમાંય મૃગેન્દ્ર જેવું પાત્ર મળે તો કેમ ચૂકાય?

શું મૃગેન્દ્ર મળશે ?

સતીપદ પુત્રી પાસે બેસીને બોલ્યા : "સ્મૃતિ !"

સ્મૃતિએ પિતા સામે જોયું. સતીપદે કહ્યું : "મૃગેન્દ્ર ચાલ્યો ગયો છે, એથી જરાય ગમતું નથી ! એ ઘરના માણસ જેવો જ ભળી ગયો હતો..."

સ્મૃતિએ કશું કહ્યું નહિ. તેના ચહેરા પર આનંદની કે વિષાદની કોઈ છાયા ન તરી આવી !

સતીપદે કહ્યું : "ન બને એવું સ્વપ્ન જોઈ રહ્યો છું, બેટા ! તારાં લગ્ન તો કરવાં જ પડશે. ઘટક કેટલાક સંબંધ લઈને આવ્યો હતો – પાત્રો બધાં સારાં છે. એમાં એક પાત્રની તો તુલના જ નથી !"

છતાં પણ સ્મૃતિ મૌન રહી. સતીપદે કહ્યું : "તું ઉમ્મર લાયક થઈ છે. તારી સાથે દરેક બાબતની વિચારણા કરી શકાય એવી બીજી વ્યક્તિ તો ઘરમાં છે જ નહિ. એટલે..."

સતીપદે શ્વાસનો એક હળવો ઘૂંટડો ગળીને પુનઃ કહ્યું : "હું તને એ કહેતો હતો કે મૃગેન્દ્રના પિતાશ્રી પુત્રના સંબંધ માટે પ્રયત્ન કરી રહ્યા છે. તેઓ રૂપાળી અને શિક્ષિત કન્યા મેળવવા ચાહે છે – પૈસા નથી ચાહતા. ઘટકે મૃગેન્દ્રની વાત પણ કરી હતી. હું મારા તરફથી તો આ પ્રસ્તાવ ન કરી શકું, કારણ કે મૃગેન્દ્રને એમ થાય કે આ સ્નેહ-માયા પાછળ આપણો આવો કોઈ સ્વાર્થ હશે. એ ખૂબ ખરાબ દેખાય..." સ્મૃતિની આંખો સહજ તીવ્ર બની. પણ સતીપદે એ ન જોયું.

સતીપદે કહ્યું : "ઘટકે મૃગેન્દ્રની વાત મૂકી હતી...એ જો થાય તો...બેન, તારો એમાં કશો વિરોધ તો નથી ને? મૃગેન્દ્ર જો જમાઈ થાય તો હું મારું પરમ સૌભાગ્ય માનીશ."

સ્મૃતિએ કહ્યું : "હું લગ્ન કરવા ઇચ્છતી નથી." સ્મૃતિનો સ્વર અકંપિત અને અચળ હતો !

સતીપદ હસ્યા : છોકરી લગ્ન નહિ કરે ? તેમણે કહ્યું : "પરણવું નથી ? આ કેવી વાત !"

સ્મૃતિએ કહ્યું : "ના. હું કદી નહિ પરણું."

સતીપદે કહ્યું : "પાગલ ! હું કેટલા દિવસ છું ? ત્યારપછી બધું કેવી રીતે ચલાવાશે ? સંભાળ કોણ રાખશે ? હજી પુરુષ લગ્ન કરવા ન ઇચ્છે તો ચાલે, પણ નારીના લગ્ન કર્યા વગર ચાલે ?"

સ્મૃતિનો અંતરાત્મા ગર્જી ઊઠયો. ભૂતકાળની ઘણી વાત–ઘણા વિચારો કાળના સ્પર્શથી મનના કોઈ ખૂણામાં સૂઈ રહેલ – આજ એ બધાએ માથું ઉંચક્યું. શું લગ્ન સિવાય નારીની ગતિ નથી ? વાહ ! શા માટે ? લગ્ન ન કરે તો પુરુષની હજારો આજ્ઞાઓ મસ્તક પર ઉઠાવે કોણ ? પોતાની જાતનું બલિદાન આપીને પુરુષને આરામ અને વિલાસ પૂરા કોણ પાડે ? પુરુષની નજરે નારીની આથી વધુ કિંમત શી છે ? સ્મૃતિના હૈયામાં આ વિચારો એક જ્વાળા માફક ઊભરાયા : છતાં તે ગંભિર સ્વરે બોલી : "પુરુષ લગ્ન કરવા ન ઇચ્છે તે ચાલી શકે, તેમ નારી ન ઇચ્છે તો પણ ચાલી શકે !"

સતીપદે કહ્યું : "તારી બા હોત તો તને ખૂબ વિસ્તારથી આ બધું સમજાવત. લગ્ન સિવાય નારીની ગતિ નથી. આજ એ સ્વર્ગમાં છે તું જ્યારે આ પ્રમાણે કહે છે, ત્યારે તારી ભૂલ મારે જ સમજાવવી પડશે."

સ્મૃતિએ કહ્યું : "તમે મને નહિ સમજાવી શકો. મારો મક્કમ નિર્ણય છે કે, હું લગ્ન નહિ કરું." સ્મૃતિનો સ્વર દ્રઢ હતો.

"લગ્ન નહિ કરે ?"

"ના. લગ્નનો અર્થ તો એજ છે કે રોગ શય્યામાં પડયા રહીને પારકી દયા પર નારીએ જીવવું ! સહુની મહેરબાની પર સંસારમાં એક બોજા માફક દિવસો વિતાવવા ! ત્યાર પછી એક દિવસે પ્રચંડ હાહાકાર મચાવતો સંસાર મૂકીને – નાના બાળકોને નિરાધાર બનાવી અકાલ મૃત્યુની સોડમાં સૂઈ રહેવું !"

સતીપદ ધ્રૂજી ઊઠ્યા. આતો જાણે પદ્માના જીવનની કથા!

સતીપદે કહ્યું: "એ બરોબર નથી! એ તો ભાગ્યની વાત છે."

"ભાગ્ય!" સ્મૃતિએ તેજ અવાજે કહ્યું: "ભાગ્યનું બહાનું રજૂ કરીને તમારો મહા અપરાધ હળવો ન કરો." આટલું કહીને તે શાંત બની. ત્યાર પછી સ્વરને મૃદુ કરીને તે બોલી: "જવાદો. એ ચર્ચાનું કશું પરિણામ નથી. તમે મારા પિતા છો – તમારું અસમ્માન કરવાની મારામાં સ્પર્ધા નથી! પરંતુ મે મારી માતાનું જીવન જોયું છે, નારી જીવનના પરમ સૌભાગ્યને હું બરાબર સમજી શકી છું: તેથી જ કહું છું કે લગ્ન સંબંધી આપ વાત ન કરશો. સંસાર પ્રત્યે મને જરાયે મમતા નથી. કોઈ નારીના લગ્ન થતાં હોય અને એ પ્રસંગના વાજાં કાને અથડાય છે, ત્યારે મારા મનમાં એવું થાય છે કે એ ઉત્સવને આગમાં સળગાવી દઉં!"

સ્મૃતિનો દેહ ધ્રૂજી રહ્યો હતો. સતીપદ લાકડા જેવો થઈને બેસી રહ્યો. સ્મૃતિના શબ્દોમાં અસત્ય નથી! સંસારમાં રહીને એણે પોતાની માતાને સદાય પથારીવશ જ જોઈ છે...એક દિવસ પણ આરામ નથી જોયોઃ પરંતુ એથી આ દ્રષ્ટાંત લઈને સંસાર પ્રત્યે ઘૃણા ઉત્પન્ન થવાનું કોઈ કારણ નથી! બીજા લાખો સંસાર છે, બધા દુ:ખી નથી...સ્વાસ્થ્ય, શાંતિ, આનંદ અને સંપત્તિથી સોહામણા પણ છે. સ્મૃતિની વાતમાં વધુ પડતું છે...પણ એણે બીજું કશું જોયું જ નથી!

સતીપદના મનમાં પદ્માની સ્મૃતિ તાજી થઈ. એ હોત તો સ્મૃતિને ધીરજ અને યુક્તિથી ખૂબ લાગણી ભરી ભાષામાં સમજાવત! પોતે બાપ છે...પણ પુત્રી ઉમ્મર લાયક છે...એની બુદ્ધિ વિકસિત થયેલી છે! સ્મૃતિએ જે પ્રશ્ન ખડો કર્યો છે, એની સામે એવી સુદ્રઢ યુક્તિ મૂકી શકાય...પણ એ પિતાના મોઢેથી બહાર નહિ આવી શકે!

સતીપદે કહ્યું: "પણ તેં મૃગેન્દ્રને નજરે જોયો છે, એની સાથે

પરિચય પણ કર્યો છે! એ કેટલો ઉદાર અને માયા મમતાવાળો માણુસ છે, એના હૃદયમાં..."

સ્મૃતિએ કહ્યું : "રહેવા દો, રહેવા દો! પુરુષના હૃદયની ઉદારતા, લાગણી, માયા, મમતા વગેરેનો પરિચય મને છે! આટલી વયમાં ઘરમાં રહીને જે શિક્ષણ મેં મેળવ્યું છે, એના વડે હું સારી દુનિયાની નારી જાતને જાગૃત કરી શકું! લગ્નની ચર્ચા નકામી છે. સુખનું કોઈ પણ પ્રલોભન મને સંસારના માર્ગ પર નહિ ખેંચી શકે. મેં તો કહી દીધું કે, મારો નિર્ણય સ્થિર છે, એ ચળી શકે એમ નથી. કોઈ પણ ઉપાયે મારો નિર્ણય ડગશે નહિ!"

સતીપદે કહ્યું : "ત્યારે તું શું કરીશ? અન્ન-વસ્ત્રની તો માણુસને જરૂર પડે છે ને?"

સ્મૃતિએ કહ્યું : "હું મારા માટે અન્ન-વસ્ત્ર મેળવી શકીશ. ઘણા કામ છે. દાસીવૃતિ, શિક્ષિકા, નર્સ વગેરે ઘણા રસ્તે નિર્વાહ કરી શકાય છે. નારીની આંખો હવે ઉઘડી છેઃ બાપુજી! આજે અન્ન વસ્ત્ર મેળવવા માટે એની સામે અનેક માર્ગ ખુલ્લા છે."

ગંભીર સ્વરે સતીપદે કહ્યું : "તારી ગેરસમજ છે સ્મૃતિ...આ દેશ કંઈ વિલાયત નથી. ત્યાં તો સ્ત્રીઓ દુકાનોમાં, ઓફિસોમાં રહીને પણ પોષણ મેળવી શકે છે. અહીં તને કોઈ એવી નોકરી આપવા માટે રાજી નહિ થાય. એ સિવાય નારી જાતિ માથે ઘણી વિપદ છે— હું—અસહાય સ્ત્રીની વાત કહું છું. સ્વામી અને સંસાર એ બે વસ્તુ નારીના સઘળાં દુખદર્દ ભૂલાવીને નારીને આરામ આપી શકે છે."

સ્મૃતિએ ઠંડે સ્વરે કહ્યું : "એવા આરામની મને ભૂખ નથી! ટાઇપીસ્ટની નોકરી નહિ મળે તો હું કોઈ સ્કુલમાં શિક્ષિકા થઈશ... હું ભણેલી છું...મને એ કાર્ય તો જરૂર મળશે."

સતીપદે ગળું ખોંખારીને કંઠની જડતા હળવી કરતાં કહ્યું : "પુરુષ સમોવડી બનીને પુરુષ સાથે ચાલવું જરા કઠણ છે. પુરુષ

અનેક વેશમાં વિચરી શકે છે. કોઈ પુરુષની મમતામાં સપડાયા પછી એનું પરિણામ...”

સતીપદ આગળ ન બોલી શક્યા – છતાં સ્મૃતિ વાક્યનો અર્થ સમજી ગઈ. અવગણના ભર્યું હાસ્ય વેરતાં તે બોલી : “કોઈ પણ પુરુષનો કદી વિશ્વાસ ન કરવો એ મારી પ્રતિજ્ઞાનું મૂળ છે. નારી જાતિના દુઃખનું, નારીની દુર્દશાનું અને નારીના અધઃપાતનું ખરું મૂળ પુરુષ છે : પછી ભલે એ પુરુષ સ્વામી તરીકે કે મિત્ર તરીકે નારીની પડખે ઊભો હોય ! પુરુષ નારીને શું આપે છે ? શું આપી શક્યો છે ? આરામ ? સંસાર ? માયા ? સ્નેહ ? પણ આનો બદલો કેટલો ભયંકર માગે છે ? નારીનું સર્વસ્વ ! એ સિવાય આરામ, સ્નેહ, મમતા – એ બધું સ્વાર્થના વિષથી ભરેલું હોય છે ! પુરુષની દયાનું આ દાન, નારી જાતિને હોય, અપદાર્થ અને ધૃણ્ય બનાવી રાખે છે. આરામ ? એ આરામ પાછળ પુરુષનો સોળ આના આરામ છૂપાયેલો છે ! સ્નેહ ? એ તો પુરુષની વાણીનો દંભી વિલાસ છે. સ્ત્રીને ચૂસવાની મોટામાં મોટી લાલચ છે, પોતાને શાંતિમાં રહેવા માટે કપટની આ જાળ છે ! સંસાર ? પોતાનો આરામ પૂરેપૂરો વસુલ કરીને નારીના હાથમાં સંસારની સઘળી બળતરા, ગ્લાનિ અને જવાળા મૂકી દે છે. સંસારમાં બાળ બચ્ચાં થાય, એનો સઘળો બોજ નારી ઉપર. અને પુરુષ એ દિશામાં સાવ બેતમા રહીને પોતાના સુખમાં આરામથી વિચરી શકે ! પુરુષના દાનનો આ સિવાય બીજો કયો ઇતિહાસ છે ? જવાદો, – મને ક્ષમા કરો બાપુજી – આપ મારા વડિલ છો -- તમારી સાથે વિવાદ કરવો એ પાપ છે – હું એ કરવા ઇચ્છતી નથી. તમારા સંસારમાં પડી છું, એને સંભાળી રાખીશ, અને પછી જે થવાનું હશે તે થશે, – હું લગ્ન નહિ કરું – મારી સામે એ પ્રશ્ન હવે ન છેડશો. તમારા હૈયામાં અનેક આશા હશે, એ હું સમજું છું. મારા સિવાય તમારે બીજાં બાળકો છેઃ એમના લગ્ન કરો, અને આનંદ મેળવો. કૃપા કરીને મને એ સંસારમાં ન ખેંચો. તમને પસંદ પડેલ પાત્ર

મૃગેન્દ્ર બાબુ કોઈ શહેનશાહ હોય તો પણ મારે શું ? મને કોઈ પાત્ર પ્રત્યે રુચિ નથી ! તમારા મૃગેન્દ્ર બાબુ ખૂબ સરસ છે, એ હું જાણું છું: તે ઉદાર છે, મહાન છે, પારકા દુઃખે દુઃખી થનારા દરદી છે. એના જેવા સજ્જન કદાચ બીજા નહિ હોય ! પણ એમની એ માયા, એ દરદ, એ સ્નેહ તમારા સંસાર માટે જ ભલે રહે – હું એમની માયા – મમતાની રજ ભાર આશા રાખતી નથી !..."

સ્મૃતિની વાત પાછળ પાગલ પણું નથી. નર સમાજ પ્રત્યે એ વાતમાં કેટલો વિદ્રોહ અને વિદ્વેષ ભર્યો છે એ જાણીને સતીપદ વિસ્મયથી વિમૂઢ બની ગયા. આતો સમાજના સનાતન આદર્શ પ્રત્યે પ્રબળ વિદ્રોહની ઘોષણા છે ! તેઓની બંને આંખ સામે અંધકાર ઉભરાયો......

પણ મૌન બેસી રહેવાથી કે મજબૂત દલિલ કરવાથી કશું પરિણામ આવશે નહિ. શાંત નીરવતાની પાછળ કામકાજના પ્રબળ બોજ વચ્ચે સ્મૃતિ આવું પ્રચંડ વિદ્રોહી ચિત્ત લઈને શું બેઠી છે ! સતીપદે આવું સ્વપ્ને પણ કલ્પ્યું નહોતું. આજની ચર્ચાથી તેઓ ખૂબ આશ્ચર્યમાં પડી ગયા ! તેઓ પત્થરની મૂર્તિ માફક નિષ્પંદ રહ્યા. કંઈક જાગૃતિ આવી ત્યારે કાન પર સ્મૃતિનો અવાજ અથડાયો... સ્મૃતિ જોમેટ્રીના પ્રશ્નો ઉકેલી રહી હતી – પુસ્તકો ને નોટબુકોનો ઢગલો પડ્યો હતો.

હળવો નિશ્વાસ નાખીને સતીપદ ધીરે ધીરે પોતાના ખંડમાં ચાલ્યા ગયા.

ઠંડીની રાત્રિ સુગંભિર નીરવતામાં ઝમઝમ કરી રહી હતી.

૧૨

# આશા – નિરાશા

સવારે મૃગેન્દ્ર અધીર મનથી માર્ગ સામે જોઈ રહ્યો હતો. ઘટક આવ્યો: અને નમસ્કાર કરતાં બોલ્યો: "વિજય થાઓ." વિશ્વ-વિજયને વખતે વખતે રસિકતા કરવાનું મન થઈ જતું, તે બોલ્યો: "નળ રાજાનો હંસદૂત આવી ગયો છે, એનો સત્કાર કરો!"

મૃગેન્દ્રે કહ્યું: "પહેલાં વાત કરો, પછી રસિકતા!"

ઘટકે કહ્યું: "સમાચાર ઘણા શુભ છે. મારા હાથમાં યશરેખા પડેલી છે. તમે ગમે તેને પૂછો, મારા માટે આવો જ અભિપ્રાય આપશે. હું જે કામ હાથમાં લઉં એમાં શું કદી નિષ્ફળતા મળે ખરી?"

મૃગેન્દ્રે કહ્યું: "બધું વર્ણન જવાદો, અને હકીકત કહો..."

ઘટકે કહ્યું: "પ્રથમ તો કેટલાક પાત્રોના નામ કહ્યાં, પછી તમારું નામ જણાવ્યું. સાંભળીને સતી બાણુએ જાણે હથેળીમાં ચાંદ મેળવ્યો! મારા બંને હાથ પકડીને બોલ્યા: જો મૃગેન્દ્ર સાથે નક્કી કરી આપશો તો હું તમને રાજી કરીશ."

મૃગેન્દ્રના ચહેરા પર આનંદની પ્રકાશ રેખા દોરાણી...પળ માટે. ફરી શરદના મેઘની મ્લાન છાયા આવી પડી.

મૃગેન્દ્રે કહ્યું: "આ ચર્ચા ક્યાં થઈ? અને એ સમયે બીજું કોઈ હતું?"

ઘટકે કહ્યું: "બહારની બેઠકમાં વાતો થઈ. અન્ય કોઈ હતું નહિ. તેમણે અંદર જઈને જન્માક્ષર લાવી નકલ કરી આપી છે."

મૃગેન્દ્રે કહ્યું: "એ સમજ્યો...કન્યાને તમે જોઈ?"

ઘટકે કહ્યું: "જોવાની શી જરૂર? આપે જાતે જ્યારે જોયેલ છે...પછી મારે તો માત્ર ચર્ચા કરવાની રહેતી હતી..."

મૃગેન્દ્રે કહ્યું: "એમ નહિ, કન્યાનો આ સંબંધી શું મત છે?"

ઘટકે કહ્યું: "ઓહ્, એ મત જાણવાની કશી જરૂર નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે, કન્યા વરયેત રૂપં. એ રૂપ આપનામાં ખૂબ છે. અને પિતાની દ્રષ્ટિ સંપત્તિ પર હોય. સંપત્તિ તો આપની પાસે અગાધ છે: એ સિવાય આજે તો સાહિત્યનો યુગ છે, કઈ તરુણી કન્યા સંપત્તિ અને સુંદરતાવાળા સ્વામીને હૃદયદાન દેવા ન ઇચ્છે?"

મૃગેન્દ્ર કશું ન બોલતાં મૌન રહ્યો. ઘટકે કહ્યું: "શું વિચારો છો?"

મૃગેન્દ્રે કહ્યું: "કન્યાનો વિચાર જાણી શકાયો નહિ..."

ઘટકે કહ્યું: "બાપનો જ્યારે આટલો આગ્રહ છે, ત્યારે પુત્રીના મતનું અનુમાન સહેજે કરી શકાય તેમ છે. બંગાળીનો કન્યાના મતામત પર કશું વજન ન આપી શકાય, ભાઈ સાહેબ! મેં તો ખૂબ જોયું છે..."

મૃગેન્દ્રે કહ્યું: "આપને હજી એક વાર જવું પડશે. કૉલેજમાં સતીબાબુ મને મળશે, પરંતુ હું આ વિષયમાં સાવ અજાણ છું એમ જ રહીશ. આપ સાંજના વખતે પાછા જજો. ઘેર આજે જરૂર આ વાત ચર્ચાઈ હશે. એ પરથી કન્યાનો મત જાણી શકાશે. સતીપદ બાબુ પાસે જવા માટે તમારે મારા પિતાશ્રીનો આજે પત્ર આવ્યો છે એ બહાનું ઊભું કરવું..."

ઘટકે કહ્યું: "સારું, જઈશ. આમ વારંવાર આંટા ફેરા કરીને જ અમે બે પ્રાણને એક તારે બાંધી શકીએ છીએ. પણ મને એ વિચાર

આવે છે કે, કન્યા પક્ષ તો તૈયાર છે - પરંતુ આપના પિતાશ્રી તરફથી કશો..."

મૃગેન્દ્રે વચ્ચે જ કહ્યું: "પ્રથમ કન્યા પક્ષને તો તૈયાર કરો, ત્યાર પછી હું બે ચાર દિવસ માટે ઘેર જઈ આવીશ. જઈને માને બધી વાત કરીશ, એટલે બાપુજીનો મત મળી જશે. મારા ઘરમાં મારો જ મત બધા સ્વીકારશે."

ઘટકે કહ્યું: "એમ જ હોય! ઠીક ત્યારે, હું - સાંજના જઈશ - ખર્ચ માટે કંઈક..."

મૃગેન્દ્રે તરત પાંચ રૂપિયાની એક નોટ ઘટકના હાથમાં મૂકી. નોટને જાળવીને ગજવામાં મૂકતાં ઘટકે કહ્યું: "આપ નિશ્ચિંત રહો. બાકીનો બોલ આજ પાકો કરતો આવીશ. ત્યારે જઉં છું. હજી ભવાનીપુર જવું છે. કાલ સાંજે જવાનું હતું...પણ મોડું થઈ ગયેલું. આપ જરાય ચિંતા કરશો નહિ. વિશ્વવિજયની હસ્તરેખામાં વિજય જ પડેલો છે... ઠીક, નમસ્કાર."

નમસ્કાર કરીને ઘટકે વિદાય લીધી. મૃગેન્દ્ર ખુરશીપર બેસીને ગહન ચિંતામાં મનને દોડાવવા માંડ્યો.

કાલ નહિ તો, આજ સવારે જરૂર ત્યાં આ બાબત પર ચર્ચા થઈ હશે. સતીપદની પૂરી ઈચ્છા હશે...એ તો હોય જ. મૃગેન્દ્ર એને બરાબર ઓળખે છે. મૃગેન્દ્રને એ ખૂબ ચાહે છે - મૃગેન્દ્ર પણ ચાહે છે. એ સંસારની દુઃખ ભરી વેદનાથી મૃગેન્દ્ર પણ વિચલિત બન્યો હતો! શાન્ત અને ભવ્ય ગૃહિણી...એનું કરુણ વદન! રોગની અસહ્ય વેદના હોવા છતાં પણ ચહેરા પર મૃદુ હાસ્યની રેખા...મૃગેન્દ્ર જીવનમાં એ કદી નહિ ભૂલી શકે! દેવી મૂર્તિ! એની સ્મૃતિ - એના ચહેરા પર ભાવની ચપળતા કદી દેખાઈ નથી. હંમેશ કોઈ અભેદ્ય આવરણ તળે મનને છૂપાવીને જ એ રહી છે! શા માટે? શા માટે?

હં! માતાનું કરુણ મૃત્યુ - એ આઘાત તરુણ મન પર કંઈક વધારે લાગ્યો છે! કોમળ મન, -માને જ સર્વસ્વ માનેલ! છતાં પણ

મૃગેન્દ્રે જોયેલું: વાતચિતમાં સ્મૃતિને કશો સંકોચ નહોતો. સારું, આ ચર્ચા થઈ હશે ત્યારે સ્મૃતિના મુખપર કેવા ભાવ થયા હશે? શરમથી નીચું જોઈને જ બેસી રહી હશે! લગ્નની વાતમાં કોઈ નારી ચર્ચા ન કરે! સ્મૃતિના મનની વાત શું નાલુ દ્વારા ન જાણી શકાય? ના, નાલુ યોગ્ય નથી. ત્યારે કેવી રીતે સ્મૃતિનું અંતર ઉકેલી શકાય? કદાચ સ્મૃતિનો મત ન હોય તો? મૃગેન્દ્રનો પ્રાણ ધ્રૂજી ઊઠ્યો. સ્મૃતિનો મત નહિ હોય તો, એનો સ્વીકાર ન કરવો. એનું મન કંઈ પાંગળું નથી, – સાધારણ મનની માફક કાદવનું તળાવ પણ નથી. સજીવ મન – એ મનમાં તેજ છે, શહૂર છે! એ મન પોતાનું જ છે. કદી ક્યાંય ઠગી શકે નહિ.

મૃગેન્દ્રે વિચાર્યું: જો સ્મૃતિ સહમત ન હોય તો! પણ શા માટે ન હોય? સ્વામીની દ્રષ્ટિએ પોતામાં અયોગ્યતા ક્યાં છે, એ મૃગેન્દ્ર પણ ન શોધી શક્યો.

અમલે આવીને એક પુસ્તક ખોલતાં કહ્યું: "આ જરા જોઈ દેતો ભાઈ – મને તો સમજાતું જ નથી."

મૃગેન્દ્રની વિચાર માળા તૂટી ગઈ.

સાડા નવ વાગે અમલે છૂટકારો આપ્યો: કહ્યું: "બહુ સમય લીધો. હજી સ્નાન કરવું બાકી છે!"

અમલ ચાલ્યો ગયો.

કોઈ પ્રેમીની માફક નિસાસા નાખવા કે એકાંત ખૂણે બેસીને મનની ઊર્મિઓને કવિતામાં ઉતારવી, એવું મન મૃગેન્દ્રનું નહોતું. સ્મૃતિને તે ચાહે છે એ સાચું, કદાચ એ ચાહના નવલકથાના નાયક જેવી પણ હોય, આ ચાહનાની ખાતર બટકને મોકલીને ત્યાંની હકીકત જાણવાનો જે પ્રયત્ન કર્યો છે, એ પણ કોઈ નવલકથામાંથી જ શોધેલી તરકીબ છે. છતાં આ કાર્યમાં પોતે ખૂબ સાવધ રહ્યો છે! કંઈક ધમાલ થાય તો શરમાવું પડે ને! કોણ જાણે કેવા નબળા ચોઘડીએ આ કાર્ય કરી નાખ્યું છે, આ માટે વિચાર કરવાનો સમય લીધો

હોત તો આ રસ્તે તે જાત નહિ! પણ જ્યારે આ રસ્તો લીધો છે – ત્યારે હવે જલ્દી માર્ગ બદલવાનો કોઈ ઉપાય નથી. પરસ્પર વિરુદ્ધ વિચારોના અંગે એનું મન બહાર ભમવા માંડયું.

કોલેજમાં સતીપદના કલાશ વખતે મૃગેન્દ્ર મોઢું ઊંચું કરીને એની સામે જોઈ શક્યો નહિ. વખતે એમને શક જાય! મૃગેન્દ્ર પોતે તો સમજે છે કે આ સરલ વિશ્વાસુ માણસ સામે પોતે કેવી કપટ જાળ ફેલાવી છે! કોઈપણ ઉપાયે પાછળની સીટ પર બેસીને સતીપદના લેકચરનો સમય પૂરો કરી નાખ્યો. એ કલાક નહિ પણ કોઈ યુગ હતો!

સમય કોઈની ચિંતા સામે લક્ષ્ય રાખતો નથી. મૃગેન્દ્ર નિશ્વાસ નાખીને કલાસમાંથી બહાર જવા તૈયાર થયો. સતીપદે આવી એના ખભા પર હાથ મૂક્યો અને કહ્યું: "કોલેજમાંથી છૂટયા પછી મને જરૂર એકવાર મળજે, મૃગેન્દ્ર!"

મૃગેન્દ્રનો ચહેરો શરમથી લાલ થઈ ગયો. કોઈપણ રીતે 'ભલે' કહીને વિદ્યાર્થિઓની ભીડ વચ્ચે અદ્રશ્ય થઈ ગયો.

પછી તો એના મનમાં કંટક ચૂમવા માંડયા. વારંવાર નિશ્વાસ અને કંપનો જાણે અનુભવ થવા માંડયો – અસહ્ય યાતના!

સતીપદ શું કહેશે? શું પોતાની કપટજાળ એ જાણી શકયા હશે? ઘટકનો વિશ્વાસ શું? ખોટી વાતોનો ભંડાર! થોડા જ પરિચયથી મૃગેન્દ્રે ઘટકની મિથ્યા વાતોનો પરિચય ઘણો મેળવી લીધો હતો. અહીં શું કહી ગયો અને સતીપદ પાસે કોણ જાણે શું કહ્યું હોય! કદાચ એણે કહ્યું હોય કે, મૃગેન્દ્રે જ આ પ્રમાણે યોજના તૈયાર કરીને મને મોકલ્યો છે! કન્યાના ભારથી રીબાતા બાપ સામે પ્રલોભનની જાળ બિછાવી હોય! છી...છી...મૃગેન્દ્રને એ લોકો કેવો માને! પરમ વિશ્વાસથી એ લોકોએ મૃગેન્દ્રને પોતાના કુટુંબમાં આદર સહિત ભેળવી લીધો છે – એ લોકોના ગૃહમાં, જીવનકાર્યમાં કોઈ પણ પ્રકારની રોકટોક વગર એ આવજા કરી શકતો હતો. આવા અગાધ

વિશ્વાસની ઓથે પોતે પ્રચંડ વાસના સાથે શું ઘૂમી રહ્યો છે! એની પુત્રી પ્રત્યે લોલુપતા ભર્યું હૈયું રાખીને...

ધિક્કારથી મૃગેન્દ્રનું મન ભરાઈ ગયું. કેવી રીતે અને કયા મોઢે આજ સતીપદના સામે ઊભા રહેવું?

મન વચ્ચે યુદ્ધ શરુ થયું : મન કહેતું : 'જે – અપરાધ કર્યો છે, તે અપરાધનો બોજો પલાયન થઈને વધારીશ નહિ! એના ચરણોમાં માથું મૂકીને તું કહી દે કે સ્મૃતિ પ્રત્યે મારો હાર્દિક પ્રેમ છે – નવલકથાનો પ્રેમ નહિ, કાવ્યમાં ગુંથેલી કથા જેવો પણ પ્રેમ નથી! સુખમાં અને દુઃખમાં સ્મૃતિનો સઘળો ભાર માથા પર લેવાની મારી સંપૂર્ણ ઇચ્છા છે...સ્મૃતિનો હાથ પકડીને પરમ ગૌરવ સહિત એને જીવનસંગિની બનાવી સંસાર રચવાની મંગળ મનોકામના છે!'

પણ આ કપટની શી જરૂર હતી? સરલ સહજ શબ્દોમાં આ વાત સતીપદ બાબુ સામે રજૂ કરી શકાતી હતી.

શરમ! આ કપટ કરતાં હૃદયની આશા વ્યક્ત કરવાની શરમ ઘણી સારી હતી!

એક કલાક જોતજોતામાં ચાલ્યો ગયો. મૃગેન્દ્રને વિસ્મય થયું. આટલીવારમાં એક કલાક વીતિ ગયો! ઉપાય નથી. સતીપદનો આદેશ માનવો જ પડશે – તેમણે જ્યારે બોલાવેલ છે, ત્યારે જવું જ જોઈએ.

મૃગેન્દ્ર કંપિત ચરણે પ્રોફેસરોના વિશ્રામ ખંડ તરફ ગયો. સામેથી અમલ નમસ્કાર કરીને ચાલ્યો ગયો.

મૃગેન્દ્રે ચંચળ નયને અમલ સામે જોયું. કેવો મુક્ત છે અમલ! પગમાં કોઈ જંજીર નથી – કેવું સ્વચ્છંદ ચિત્ત છે! અને પોતે?

મૃગેન્દ્ર ધીરે ધીરે પ્રોફેસરના ખંડના દ્વાર પાસે ઊભો રહ્યો. એનું માથું ભમતું હતું. સાથે સાથે પગ નીચેની ધરતી પણ કંપતી હતી...મૃગેન્દ્રને જોઈને સતીપદ બહાર આવ્યા. મૃગેન્દ્રે એમના મોઢા સામે જોવાનો પ્રયત્ન કર્યો પણ જોઈ શક્યો નહિ.

સતીપદ એનો હાથ પકડી વરંડાના એક ખૂણા તરફ લઈ ગયા : બોલ્યા : " મૃગેન્દ્ર ! " સ્નેહ અને મમતાથી એમનો સ્વર ભીંજાયેલો હતો.

મૃગેન્દ્ર નમેલા વદને મૌન ઊભો રહ્યો. આ લાગણીભર્યા આહ્વાનથી એનો અંતરાત્મા અધીર આવેગે ઝણઝણી ઊઠ્યો.

સતીપદે કહ્યું : " ગઈકાલે, તારી સાથે સ્મૃતિનો સંબંધ થાય, એ ચર્ચા કરવા એક ઘટક મારી પાસે આવ્યો હતો. "

મૃગેન્દ્રના હૃદયમાં જાણે ધરતીકંપ...હૃદય ધમધમી ઊઠ્યું. એક નિશ્વાસ નાખીને સતીપદે કહ્યું : " આ મારું પરમ ભાગ્ય છે, ભાઈ! તારા જેવું પાત્ર મેળવવું એ સાધનાની વસ્તુ છે...હું કલ્પનામાં કદી આ વાત વિચારી શક્યો નહોતો...! "

મૃગેન્દ્રના હૃદય પર આનંદની વિજળી રમી ગઈ! સતીપદે કહ્યું : " આ કરતાં કોઈપણ વસ્તુ મારે માટે મહત્વની નથી. હું ખરેખર દુર્ભાગી છું. સૌભાગ્યની વાત કે કલ્પના કરતાં પણ હું હંમેશ અચકાઉં છું. ભગવાને મને ખરેખર કોઈ મહાદાન આપ્યું છે. એના દાનમાં કોઈ દુ:ખ કે કોઈ અભાવ નથી. પણ ભાગ્ય...મારું ભાગ્ય કદી મને એ દાનના મહિમાનો અનુભવ કરવા દેતું નથી! "

સતીપદનો સ્વર ગાઢ બની ગયો. મૃગેન્દ્રે ધીરે ધીરે તેના સામે જોયું. સતીપદના બંને નયનોમાં આંસુના બિંદુ તગી રહ્યાં હતાં.

સતીપદે કહ્યું : " ઘણો આનંદ હૈયામાં ભરીને કાલે સ્મૃતિને આ સમાચાર દેવા ગયો હતો. બધી વાત એને કહી. "

મૃગેન્દ્રનું હૃદય થડકી ઊઠ્યું.

સતીપદે કહ્યું : " પણ એણે તો અટલ પ્રતિજ્ઞા લીધી છે – એ લગ્ન નહિ કરે. દુનિયા પલટે તો પણ એની પ્રતિજ્ઞા ન પલટે. હું તો સ્મૃતિને બરાબર સમજું છું – એ કદી નમે એવી નથી. "

સતીપદ સ્તબ્ધ બન્યા – મૃગેન્દ્રના મસ્તકમાં લોહીનું ઉદ્દામ નૃત્ય થવા માંડ્યું.

સતીપદે કહ્યું : "'સ્મૃતિની માતા હોત તો તેને સમજાવી શકત! એનામાં સમજાવવાની શક્તિ અપૂર્વ હતી. સ્મૃતિનો આગ્રહ એ જ તોડી શકત! પણ આજ એ નથી..." અશ્રુના વેગથી સતીપદનો સ્વર દબાયો. ખોંખારો ખાઈ, ગળું સ્વચ્છ કરીને ફરી તેણે કહ્યું : "મારામાં એ શક્તિ નથી! પુત્રી સાથે આ સંબંધે તર્ક કરવો એ મને ઉચિત નથી લાગતું. હું તો આજે કિનારા વગરના કોઈ મહા-સાગરમાં સપડાયો છું. કોઈ દિશાએ કિનારો દેખાતો નથી. એ જે દિવસથી વિદાય થઈ છે, તે દિવસથી ચારે દિશાએ હું અંધકાર જોઈ રહ્યો છું...પણ એ અંધકાર આના કરતાં ગાઢ નહોતો..."

મૃગેન્દ્રની આંખ પરથી પ્રકાશનું છેલ્લું કિરણ જાણે વિદાય લઈ રહ્યું હતું – એના પગ ધ્રૂજી રહ્યા હતા. વરંડાની રેલીંગ પકડીને તે કોઈપણ ઉપાયે ઊભો રહી શક્યો હતો.

સતીપદે કહ્યું : " આ સંબંધમાં તારો કંઈ જાતનો મત છે? તારો મત હોય તો હું અનુમતિ આપું છું, સમજાવીને તું સ્મૃતિનો સ્વીકાર કર!"

નિરાશાના ઘોર અંધકારમાં વળી પ્રકાશનું એક કિરણ દેખાયું! એ કિરણના આધારે પણ જો ઊભું રહી શકાય તો...! મસ્તક નમાવીને મૃગેન્દ્રે કહ્યું : " હા." અન્ય કોઈ શબ્દ મોઢામાંથી ન નીકળ્યો.

સતીપદે કહ્યું : " મારે ત્યાં તું આવ : વાતોથી, ચર્ચાથી કે ગમે તે ઉપાયથી તું સ્મૃતિને એના નિર્ણયમાંથી પાછી વાળ. તારો સ્નેહાશ્રય એને સ્વર્ગ કરતાં પણ આનંદદાયક બનશે! એના ભાઈ-બહેન એનો બાપ બધા તારા સ્નેહાશ્રયથી શાંતિ અને આરામનો અનુભવ કરી સુખેથી જીવી શકશે."

સતીપદ ઘડીક મૌન રહીને, મૃગેન્દ્ર સામે જોઈ રહ્યા. પછી મૃગેન્દ્રને હૈયા સરસો લઈ ગળગળા સ્વરે બોલ્યા : " આજે જ મારી સાથે ચાલ, ભાઈ મને બચાવ, સ્મૃતિને બચાવ. હું સાવ માર્ગ ભૂલ્યો બની ગયો છું – કોઈ દિશાનું મને જ્ઞાન નથી રહ્યું. વિશ્વ મારા પગ

નીચેથી સરતું હોય એમ લાગે છે...હું આ દુઃખ સહન કરી શકતો નથી...આ યાતના અસહ્ય છે..."

સતીપદે વળી એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો.

મૃગેન્દ્ર મૌન રહ્યો – જાણે લાકડાના પુતળા સાથે એને જડી દીધો છે!

સતીપદે કહ્યું : " આવીશ ? "

મૃગેન્દ્રે કંઈક વિચાર્યું – કાં તો પોતાની દુનિયા હાથમાં આવે છે, અથવા કોઈ રસાતલમાં હંમેશના માટે સમાઈ જાય છે! કદાચ નિરાશા જ મળશે...સ્મૃતિનું કઠોર જીવન...સ્મૃતિની નિર્વિકાર દૃષ્ટિ એની આંખ સામે તરી વળી. છતાં...ના...

સતીપદે કહ્યું : " Come my boy, conquer her like a hero...મારે ત્યાં આવીશને ? "

મૃગેન્દ્રે મસ્તક નમાવીને ' હા ' જણાવી.

# ૧૩

## પ્રણય – પર્વ

સતીપદ ઘેર આવ્યા: ઉપર જઈને જોયું તો સ્મૃતિ ભારે ચિંતાતુર બનીને બેઠી છે.

પિતાને જોઈને સ્મૃતિ ઊભી થઈ ગઈ: બોલી: "તમે જો ઘર-વ્યવહારમાં ધ્યાન ન આપી શકો તો મારા માટે થોડું ઝેર લાવી આપો!"

સતીપદ થડકીને ઊભા રહ્યા. ઝેર શા માટે? શું બન્યું હશે! તેઓ બોલ્યા: "શું થયું છે?"

સ્મૃતિએ કહ્યું: "કહેતાં મારી જીભ કપાઈ જાય છે, છતાં કહેવુંજ પડશે. તમે કપડાં કાઢી, હાથ મોં ધોઈ જરા જમીને શાંત થાઓ, પછી બધું કહીશ."

બીજાં બાળકો સ્મૃતિનું કહ્યું નહિ માનતા હોય, એમ માનીને સતીપદે પોષાક ઉતાર્યો: ત્યાર પછી હાથ મોં ધોઈને તૈયાર થયા. એટલે સ્મૃતિ ખાવાનું લાવી. આહાર પૂરો થયો એટલે સ્મૃતિએ સાડીના છેડે બાંધેલા બે બડીબંધ કાગળો કાઢીને પિતાના સામે મૂક્યા. સતીપદે પ્રશ્ન કર્યો: "આ શું છે?"

સ્મૃતિએ કહ્યું: "તમે વાંચી જુઓ."

સતીપદે એમાંથી એક કાગળ લઈને ખોલ્યો. આ શું? એક

સુંદર કાવ્ય! તેમણે સ્મૃતિ સામે જોઈને કહ્યું: "આતો કાવ્ય છે. કોણે બનાવ્યું?"

સ્મૃતિએ કહ્યું: "જરા ધીરજ રાખીને વાંચી જાઓ."

સતીપદ વાંચવા માંડયા:

"ઓ માધુરી, તવ લગન લાગી
જાગી રહ્યો છું, તવદ્વારે આવી.
હાસ્ય પુષ્પ હું અધરે ધરૂં;
આવ આવ પ્રિય, સ્મરણ કરૂં.
હું છું, તુજ દર્શનનો પ્યાસી......
વસંત દિને મધ્યાન્હ વેળા
કાનનમાં સખી હસતાં રમતાં
અધર—અધરની વાતો થાતી......
પ્રણય ઝૂલે હૈયાં ઝૂલતાં
નયનો મીઠડાં ગીતડાં ગાતાં
આશા લઇને આવ્યો ઉદાસી..."

આટલું વાંચીને સતીપદે હાથમાં કાગળ રાખીને કહ્યું: "આનો અર્થ શું?"

સ્મૃતિએ કહ્યું: "તમારી દીકરી ખેંદી અર્થાત્ માધુરીને સંબોધીને ગાંગુલીના પુત્ર નૃપેને આ લખ્યું છે. નાલાયક ન ભણે, ન વાંચે ને ઘરના ખૂણે ચોવીસે કલાક બેસી રહે છે!"

સતીપદે કહ્યું: "આ છોકરમતમાં તું આટલી બધી ખીજાઈ ગઈ?"

સ્મૃતિએ કહ્યું: "છોકરમત! ખેંદી કંઈ નાની છોકરી નથી. વારંવાર હું કહું છું કે કયાંય ન જાય, પણ ગાંગુલીના ઘેર ગયા વગર એનો સમય જતો નથી! પૂછીએ એટલે કહે છે કે નંદી બહેન બોલાવે છે, એની પાસે જઈને વાંચું છું. હું પણ એની વાત પર વિશ્વાર કરતી આવી હતી."

સતીપદે કહ્યું: "થયું, એના પર જરા કડપ રાખ. એ હવે ત્યાં ન જાય એ પ્રમાણે તારે એને સમજાવી દેવું."

સ્મૃતિએ કહ્યું : "એટલે ? શું માત્ર ખેંદીને જ સમજાવવી ! ના. ગાંગુલીના ઘેર હું જવા માગુ છું – એ નાલાયકને થોડી અક્કલ અને થોડી શિક્ષા દેવા માગું છું. બીજો કાગળ જરા જુઓ તો..."

સતીપદે કહ્યું : " જવા દે ને......"

સ્મૃતિએ કહ્યું : " ના, બાપુ ! " સ્મૃતિની આંખમાં જાણે આગ વરસતી હતી !

સતીપદને બીજો કાગળ જોવો પડ્યો. એમાં કાવ્ય નહોતું. બહુ જ થોડું લખેલું. સતીપદે કાગળ વાંચવો શરૂ કર્યો. એમાં લખ્યું હતું :

" ખેંદુ, આજ એકવાર નહિ આવી શકે ? તું જરૂર રોષે ભરા છે. શા માટે ? મને ચાહે છે કે નહિ, એવું પૂછ્યું હતું એટલે ? વાહ, આમાં તે રોષ હોય ! એતો પ્રણયી હૃદયનું નિવેદન હતું......"

સતીપદ વધુ ન વાંચી શક્યા. એમનો ચહેરો ગંભીર અને ભારે થઈ ગયો.

સ્મૃતિએ કહ્યું : " આજે પેટી – કબાટ બધું વ્યવસ્થિત કરતી હતી. ચોપડીઓની પેટી પાછળ આ બે કાગળો પડેલા મેં જોયા. મનમાં થયું કે શું છે, વાંચી જોઉં...ત્યાં તો આ બધું નીકળ્યું ! "

સતીપદે કહ્યું : " ખેંદી ક્યાં છે ? "

સ્મૃતિએ કહ્યું : " રસોડામાં. એને આજ રસોઈનો ભાર આપ્યો છે. હું પણ ત્યાં હતી. તમને આવતા જોઈને ઉપર આવી..."

સતીપદે કશું કહ્યું નહિ. આંખ સામે આ સંસાર જાણે અરણ્ય સમો જણાતો હતો ! કેટલી દિશાઓમાં ધ્યાન રાખવું જરૂરી છે, એ કદી સમજાયું નહોતું ! કૉલેજ અને લેક્ચર વચ્ચે જ તેઓ મસ્ત હતા...આ તરફનો સઘળો ભાર હતો એક બીજા પ્રાણી પર !

સ્મૃતિએ કહ્યું : " બેઠાં બેઠાં વિચાર કર્યે નહિ ચાલે. તમારી રાહ જોઈને જ હું અત્યાર સુધી મૌન હતી ! ચાલો એ લોકોને ત્યાં

– ગાંગુલી કાકાને જરા કડક શબ્દોમાં કહેવું પડશે. આવા નીચ અને દુર્જન છોકરા શું સારા કુટુંબો વચ્ચે રહી શકે ?"

સતીપદે કહ્યું : " જરા સ્થિર થા મા ! કંઈક વિચાર કર. આ બાબતની ચર્ચા કરવી એ સારું નહિ કહેવાય ! પાંચ માણસો પાંચ વાતો કરશે. સ્ત્રીઓ માટે ખૂબ સાવધાનીથી રહેવું જોઈએ મા ! તેમાં ય આપણો હિન્દુ સમાજ ! પુરુષના દોષ કે અવગુણ ગમે તેટલા હોય, પણ એ છટકી શકે છે : અને સ્ત્રીના નામે ખોટું આળ પણ ઊભું થાય, તો લોકો એને સાચું માનીને શાંત નથી થતા, પણ સ્ત્રી ઉપર અપમાનનો એક બોજો મૂકી દે છે – અને મીઠું મરચું ભભરાવીને અનેક વાતો ઊભી કરે છે !"

સ્મૃતિએ સ્થિર ભાવે સઘળું સાંભળ્યું. એના અંતરમાં થયું: 'બરાબર છે. નારીની આ નબળાઈને, હીનતાને, સ્વીકારીને પોતે સંસારમાં ગુંથાવા ઇચ્છતી નથી.' નારી જેવું અસહાય પ્રાણી કોઈ નથી ! એક પશુ પણ પોતાની સ્વાધિનતા લૂંટાતી હોય ત્યારે માથું ઊંચું કરી શકે છે ! અને નારી ? એતો અધમ છે. પુરુષની પ્યાસ બૂઝાવવી, પુરુષને આરામ આપવો અને પુરુષને પરમેશ્વર માનીને જીવવું એમાં જ જાણે એના જીવનનું કલ્યાણ મનાય છે ! આ આરામ, આ તૃપ્તિ ને આ ભક્તિની ગુલામી સ્વીકારવા કરતાં પોતાનું મન દબાઈ જતું હોય – સળગી જતું હોય તો...તો પણ...

એના મનમાં ઘોર સંગ્રામ મચ્યો. બેંદીના માથા પર આવડું મોટું અપમાન મૂકીને શું એ નાલાયક છટકી શકે...! ના. એ કદી સહી શકાય નહિ!

સ્મૃતિએ કહ્યું : " પણ સાવ ચૂપ બેસી રહેવું એ મને યોગ્ય નથી લાગતું, બાપુજી !"

સતીપદે કહ્યું : " હું ગાંગુલીને કહીશ."

" ના, નમસ્કાર કરીને કહેવાનું નથી ! એવી રીતે કહેવું જોઈએ કે એના કાળજામાં ચીરાડા પડે..."

સતીપદે કહ્યું : "તારી પણ અજબ છોકરમત છે! બેંદી કંઈ નાની નથી. એના માટે હા હો થઈ જાય તો લગ્ન સમયે એ લોકો જ કોઈ નવી પંચાત ઊભી કરીને ધમાલ મચાવી મૂકે!"

"એ કશી પંચાત ઊભી નહિ કરી શકે. મારા પર ભાર મૂકો... હું એ નફ્ટનો કાન પકડીને એવી સજા કરીશ કે એ હંમેશ માટે નારી જાતથી ડરતો ચાલશે!"

સ્મૃતિનો નિશ્ચય! જે વાત એણે ધારી હશે, એમાં કદી પરિવર્તન કરી શકાશે નહિ. લીધું કાર્ય પૂરું કર્યા વગર એને પણ શાંતિ નહિ મળે! તોય આ પ્રસંગ ખૂબ સાવધાનીથી પાર પાડવાનો છે. સતીપદે કહ્યું : "સારું, હું એને અહીં બોલાવું છું. જે કહેવાનું હોય તે તું મારી સામે એને કહેજે."

સ્મૃતિએ કહ્યું : "એમ કરો. હમણાં જ..." કહેતાં કહેતાં તેણે સાદ કર્યો : "નાલુ..."

મોટીબહેનનો ઠપકો સાંભળીને તે વરંડામાં પુસ્તક વાંચવા બેઠો હતો. પણ કશું વાંચતો નહોતો : માત્ર ચિત્રો જોઈ રહ્યો હતો. બહેનનો અવાજ સાંભળતાં જ તે બોલ્યો : "આવ્યો, બહેન."

નાલુ આવ્યો એટલે સ્મૃતિએ કહ્યું : "ગાંગુલી કાકાને હમણાં જ બોલાવી લાવ. કહેજે, બાપુજી બોલાવે છે. જરૂરી કામ છે. ઢીલ ન કરે...ઢીલ કરશે તો અનર્થ ઊભો થશે."

નાલુ ગયો. કેમ, એ કારણ તે જાણતો નહોતો. સ્મૃતિએ ફરી કહ્યું : "ઊભો રે, જરા સાંભળતો જા...જો નૃપેન હોય તો તેને પણ બોલાવી લાવજે. કહેજે ખૂબ જરૂરી કામ છે."

નાલુ સડસડાટ દાદર ઉતરી ગયો.

સતીપદે કહ્યું : "છોકરાને શા માટે બોલાવ્યો?"

સ્મૃતિએ કહ્યું : "જરૂર છે."

નીચેથી કાલિએ આવીને કહ્યું : "કોઈ ગૃહસ્થ આવેલ છે. કહ્યું છે કે કાલ જે મળવા આવેલ તે આવેલ છે."

"ઓહ્...ઘટક!"

સ્મૃતિએ કહ્યું: "ઘટક?"

સતીપદે કહ્યું: "ગઈ કાલે જે સંબંધની વાત લાવ્યો હતો ને..."

સ્મૃતિએ કહ્યું: "એને જવાનું કહી દો. સંબંધની કશી જરૂર નથી!"

સતીપદ બોલી ઊઠયો: "સ્મૃતિ..."

સ્મૃતિએ કહ્યું: "ના. જે માટે મેં ના કહી છે, એમાં હા નહિ થાય. મને મારી નાખશો તો પણ નહિ!"

"પણ..."

"એમાં 'પણ બણ'ની કશી જરૂર નથી. મારી વાત સાવ સીધી અને સાદી છે!" ઘડીક મૌન રહીને બોલી: "બધા પુરુષો આવા જ છે! એક અજ્ઞાન છોકરી, જે કશું જાણતી નથી – એના પર કવિતાઓ લખીને નારી જાતિની ક્રૂર મશ્કરી કરી રહેલ છે!"

"કઈ વાતમાં વળી કઈ વાત તું ઘટાવે છે?" સતીપદના મનમાં ઘણી વાતો ઉભરાણી. પણ પોતે બાપ છે – સ્મૃતિ પુત્રી છે. નારીની અસહાયતા, દુનિયાના અનેક પ્રલોભનો...પણ આ બધું કહેવા જતાં એટલી જટિલતા ઊભી થાય કે... કશું કહી શકાય તેમ નથી.

સ્મૃતિએ કહ્યું: "ગમે તે રીતે વાત ઘટાવું છું, પણ પહેલાં તમે તમારા ઘટકને વિદાય કરી આવો. એ લોકોને બોલાવ્યા છે. કદાચ હમણાં જ આવશે..."

સતીપદ ભયથી ધ્રૂજી ઊઠયા. આ વળી કયો હુતાસન સળગ્યો! સ્મૃતિ કોણ જાણે કેવીએ ધમાલ મચાવી મૂકશે. બહાર ઘટક બેઠો છે...મૃગેન્દ્ર પણ આવવાનો છે! ના, કદાચ પોતે પાગલ બની જશે! આવી વિપદમાં સતીપદ કદી પડયા નહોતા.

સ્મૃતિએ કાલિને બોલાવીને કહ્યું: "બેઠકમાં જે ગૃહસ્થ આવ્યા છે, તેમને વિવેકપૂર્વક કહી આવ કે આજ મળી શકાશે નહિ. બાપુજીની તબિયત જરા નરમ છે."

કાલી જવા તૈયાર થયો ત્યાં સતીપદ બોલ્યા: "ના, ના. એ બિચારા

દૂરથી આવ્યા હશે, હું જાતે જ જઉં છું. તેમની સાથે બેએક વાતો કરીને વિદાય કરતો આવીશ."

સ્મૃતિએ કહ્યું : " એ લોકો આવે કે તરત તમે આવજો. હું એને છોડીશ નહિ."

સતીપદ હસ્યા – ઝાંખુ હસ્યા. બોલ્યા : " હા, મા હા ! "

સતીપદ બહારની બેઠકમાં ગયા. સ્મૃતિ રસોડામાં ગઈ. બેંદી ભાત ઓરીને ચૂલા પાસે બેઠી હતી. સ્મૃતિએ તેના સામે જોયું. મમતાથી હૈયું ભરાઈ ગયું. બેંદા પણ નારી છે – અસહાય! બિચારી! તે બોલી : "બેન, તાપ પાસે ન બેસાય. માથું દુખશે...જરા આઘી બેસ."

બેંદી ચૂલા પાસેથી જરા દૂર બેઠી. સ્મૃતિએ વહાલભર્યા સ્વરે કહ્યું : " એક વાત પૂછું તો મને સાચો ઉત્તર આપીશ ? "

બેંદી મોટી બહેન સામે જોઈ રહી. એની દૃષ્ટિ સ્થિર અને અકંપિત હતી.

સ્મૃતિએ એ દૃષ્ટિ નીરવ ભાવે નીરખી. સરલ પ્રાણની છાયા વડે એ દૃષ્ટિ સ્નિગ્ધ હતી. સ્મૃતિનું હૃદય શાંત બન્યું.

સ્મૃતિએ કહ્યું : " નૃપેન કોઈ દિવસ..."

વાક્ય પૂરું ન થયું. બેંદીની આંખમાં આંસુ છલી ઊઠયાં. બેંદીએ કહ્યું : " એક દિવસે હું બારણા પાસે ઊભી હતી. નૃપેને મારો હાથ પકડીને કહ્યું: ' મારી સાથે લગ્ન કરીશ બેંદી ? ' છટ્, કહીને હું ભાગી ગઈ હતી..."

" અને કાગળમાં એણે જે લખ્યું છે..."

" ના..."

" સાચું કહે છે ? "

" સાચું કહું છું, બેન ! ચુંબન લેવા માટે એણે કહ્યું...ત્યારથી હું એની સામે પણ જતી નથી."

સ્મૃતિને સંતોષ થયો. એક નિશ્વાસ નાખીને તે બોલી : " શું રસોઈ થઈ છે ? "

"દાળ ને કઢી થઈ ગયેલ છે. ભાત ચડે છે."

સ્મૃતિએ કહ્યું : "તું ઉપર જા. અચ્યુને રમાડજે. હું રસોઈ કરું છું."

"ના બેન, આજ તો મને રસોઇ કરવા દો. મને ખૂબ ગમે છે."

સ્મૃતિએ કહ્યું : "હવે કદી કોઈના ઘેર નહિ જાયને ?"

"ના."

"આ કાવ્ય અને કાગળ ક્યારે આવેલ છે ? કોના મારફત ?"

"ભૂતીના હાથમાં એણે આપેલ. પરમ દિવસે કાવ્ય, અને કાલ ચિઠ્ઠી."

"તેં મને કહ્યું કેમ નહિ ?"

બેંદી કશો ઉત્તર ન આપતાં આંગળીઓ મરડવા માંડી. સ્મૃતિએ સ્થિર નજરે એ જોઈને કહ્યું : "નૃપેન સાથે લગ્ન કરીશ ? તને ગમે છે?"

"ના...એ સારો નથી !" કહીને બેંદીએ દીવાલ તરફ મોઢું ફેરવી લીધું. એના બંને નયનોમાં આંસુ ઉભરાયાં.

બહારથી નાલુનો અવાજ આવ્યો : "આવ, નૃપેન. બાપુજી એવી સરસ વસ્તુ લાવ્યા છે, જોઈને જા. ભારે સરસ ચીજ છે !"

સાંભળીને સ્મૃતિ રસોડામાંથી બહાર આવી. બોલી : "કોણ છે નાલુ ?"

"નૃપેન છે. જુઓને બહેન, આવતો નથી..."

નાલુ નૃપેનનો હાથ પકડીને અંદર ખેંચી લાવ્યો. સ્મૃતિએ કહ્યું : "નૃપેન સાંભળતો જા."

નૃપેન ભાગી શક્યો નહિ : ચોરની માફક આવીને સ્મૃતિ પાસે ઊભો રહ્યો. ચિઠ્ઠી અને કાવ્ય સ્મૃતિના હાથમાં આવેલ છે, એ નૃપેન જાણતો નહોતો. ભૂતીને બે પૈસાની પીપરમેન્ટ અપાવીને આ કાર્ય કરાવેલું. અને કોઇ ન જાણી શકે તો બીજા બે પૈસાની પિપરમેન્ટ લઈ દેવાની આશા આપેલી !

સ્મૃતિએ કહ્યું : "તારા બાપુ ક્યાં છે ?"

"એ આવે છે. શું કામ છે, સ્મૃતિ બહેન..."

"તારા બાપુને આવવા દે. નાલુ! જા તો બાપુજી શું કરે છે. જરા બોલાવી લાવ તો. કહેજે, બેન બોલાવે છે."

આ બધું સાંભળીને નૃપેન ભડકી ગયો. છતાં અસલ વાત સમજી શક્યો નહિ.

નૃપેનને સ્મૃતિએ કહ્યું: "ઉપર ચાલ..."

સતીપદ અને ગાંગુલી કાકા પણ આવી પહોંચ્યા. સતીપદે દાદર પર ચડતી સ્મૃતિને જોઈને કહ્યું: "આ તારા ગાંગુલી કાકા આવ્યા છે..."

"તમે બંને ઉપર આવજો." કહીને સ્મૃતિ ઉપર ચાલી ગઈ.

ગાંગુલીએ કહ્યું: "શું થયું છે ભાઈ?"

સતીપદે કહ્યું: "મારી સાથે આવો...કહું છું."

ઉપર જઈને સ્મૃતિએ નાલુને કહ્યું: "તું બધા બાળકોને લઈને નીચે ચાલ્યો જા. સીડીપર કોઈ ઊભા રહેશો નહિ."

નાલુ બીજાં ભાઈ બેનને લઈને નીચે ચાલ્યો ગયો. નૃપેન અને ગાંગુલી કાકા તો સાવ દિગમૂઢ બની ગયા. સ્મૃતિએ બંને કાગળ કાઢીને નૃપેનના હાથમાં મૂકતાં કહ્યું: "બંને કાગળ જરા તાણીથી વાંચ. તારા બાપુ સાંભળે એ રીતે."

નૃપેન ભયથી એકદમ લાકડા જેવો બની ગયો. આંખ સામે જાણે સારામે વિશ્વનો ધૂમાડો કુંડળીના આકારે ઘેરાવા માંડ્યો.

ગાંગુલીએ કહ્યું: "શેના કાગળ છે?"

સ્મૃતિએ કહ્યું: "તમારા પુત્રની પંડિતાઈનો એમાં પરિચય છે. એને જ પૂછી જુઓ..." કહેતાં કહેતાં સ્મૃતિનું સારું યે અંગ રોષથી પ્રજળી ઊઠ્યું. ગર્જનાપૂર્વક સ્મૃતિ બોલી: "આવડો મોટો થયો છે, જે બહેન થાય છે, એના પર આવી હલકી નજર કરે છે!" કહેતાં કહેતાં તેણે નૃપેનનો કાન પકડ્યો. અને જોરથી આમળતાં કહ્યું: "તારા ટૂકડે ટૂકડા કરી નાખીશ. હરામી, નાલાયક, ચમાર નહિ તો..."

વિસ્મયથી ગાંગુલી સાવ અચેત જેવા બની ગયા. સતીપદની પણ એ દશા થઈ. સ્મૃતિએ નૃપેનના કાનને વધુ જોરથી ખેંચતાં કહ્યું: "હાથ જોડીને ક્ષમા માગવી પડશે. ફરીવાર જો આવું કોઈપણ સ્થળે કરીશ તો, હું તારા ટૂકડે ટૂકડા કરી નાખીશ."

પુત્રની દુર્દશા જોઈને ગાંગુલી સ્થિર રહી શક્યા નહી. બોલ્યા: "પણ થયું છે શું?"

"શું થયું છે, સાંભળવું છે? તમારા આ કુળકલંકે ખેંદી પર કવિતા લખીને પ્રેમ જણાવ્યો છે! ખેંદી એને ભાઈ કહીને બોલાવે છે. દીકરાને આવા સંસ્કાર આપ્યા છે? સંભાળી શકવાની ત્રેવડ ન હોય તો એને ગામ બહાર કાઢી મૂકો! ક્ષમા માગ, નહિ તો હું તને છોડીશ નહિ..."

નૃપેનને હાથ જોડીને ક્ષમા માગવી પડી. તે જાણતો હતો કે સ્મૃતિ અબળા નથી! સ્મૃતિએ કહ્યું: "હવે કદી આવું કરીશ, કહે?"

ગળગળો થઈ નૃપેન બોલ્યો: "ના."

"બરાબર યાદ રાખજે..." આટલું કહીને સ્મૃતિ ઝડપભેર ચાલી ગઈ.

ગાંગુલીએ કહ્યું: "પણ હકીકત શી છે?"

સતીપદે સંક્ષેપમાં વાત કરી. ગાંગુલીએ પુત્ર સામે રોષથી જોઈને કહ્યું: "નાલાયક, જોડાથી પીઠ ભાંગી નાખીશ. ઘરમાં બેસીને. આવા કુસંસ્કાર કેળવી રહ્યો છે? પાજી.."

નૃપેનનું માથું ભમવા લાગ્યું. તેનો સ્મૃતિએ આમળેલો કાન સૂજીને લાલ થઈ ગયો હતો! નૃપેન એકદમ ચાલ્યો ગયો.

ગાંગુલીએ કહ્યું: "સતીભાઈ! મનમાં કશું ન લાવશો ગૃહસ્થના ઘેર પણ આવા નાલાયક છોકરા જન્મે છે..."

સતીપદે કહ્યું: "સમયનો દોષ છે! આજની નવલકથાઓ વાંચીને ઉગતી પ્રજા આ બધું શીખે છે!"

ગાંગુલીએ સતીપદના ચરણની રજ લઈને કહ્યું: "ભાઈ! આ પ્રસંગ ભૂલી જજો. સ્મૃતિ ક્યાં ગઈ? આ વૃદ્ધ કાકા પર રોષ ન કરતી મા! હું નૃપેનને બરાબર શિક્ષા કરીશ."

સતીપદે આશ્વાસન આપીને ગાંગુલીને વિદાય કર્યા. બહારની બેઠકમાં ઘટક હજી પણ બેઠો હતો. મૃગેન્દ્ર પણ આવી ગયો હતો. બંને વચ્ચે કંઈક વાતો થતી હતી. સતીપદને આવતા જોઈને ઘટકે કહ્યું: "મૃગેન્દ્રભાઈ પોતે જ આવ્યા છે!" એમની સાથે પરિચય થયો. જુઓ, પ્રજાપતિ પ્રસન્ન થયા છે. મારું ભાગ્ય પણ પ્રસન્ન થયેલું હું જોઉં છું." કહીને ઘટક હસ્યો.

## ૧૪

# જેમાં સ્મૃતિ અંતર્વેદના કહે છે

સ્મૃતિ અને મૃગેન્દ્રને લઈને સતીપદ અગાસી પર ગયા. સંધ્યા થઈ ગઈ હતી. એ ચાર મંદિરોમાં સંધ્યા-આરતીની ઝાલર રણકી રહી હતી. જ્યોત્સ્નાથી અગાસી ભરાઈ ગઈ હતી. ઠંડીનું જોર જ્યોત્સનાને જરાયે દબાવી શકતું ન હતું.

સતીપદે સ્પષ્ટ કર્યું : "મૃગન્દ્રની સાથે વાતો કરી લે સ્મૃતિ. મૃગેન્દ્ર જે વાત કહે તે પૂરી સમજી લે. તું બુદ્ધિમતિ છે : પણ તેં જે પ્રતિજ્ઞા કરી છે તે કેવળ પુસ્તકના પાના પર જ શોભી શકે-વાસ્તવિક જીવનમાં એ વાત કરી સંભવતી નથી? સંભવતી હોય તો પણ એ ઉચિત નથી. મૃગેન્દ્ર સુપાત્ર છે, તને એના હાથમાં સોંપીને હું નિશ્ચિંત થઈ શકીશ! તારું જીવન પણ એથી ધન્ય થશે. ભાવિ ઉજ્વળ બનશે. ગૌરવવંતુ બનશે - એ મારો દૃઢ વિશ્વાસ છે. છતાં પણ જ્યારે તેં મને તારો મત જણાવ્યો છે, અને એ મત હું સ્વીકારી શકું એમ નથી...એટલે મારા મનમાં થાય છે કે, તારે જે કંઈ કહેવાનું હોય, એ તું મૃગેન્દ્ર સાથે વિચારી લે..."

આટલું કહીને સતીપદ જવા તૈયાર થયા. એકાએક કંઈક વિચાર આવતાં પાછા ફર્યા, અને મૃગેન્દ્ર સામે જોઈને બોલ્યા : "તારો

પરિચય સ્મૃતિને નથી થયો એમ હું માનું છું. તું સ્મૃતિને સમજાવીને એના મનને સંસાર તરફ પાછું વાળ. ભાઈ! સ્મૃતિને તારા હાથમાં હું સોંપી શકું તો મારી જાતને હું ખરેખર ભાગ્યશાળી માનું."

સતીપદ ચાલ્યા ગયા. મૃગેન્દ્ર અને સ્મૃતિ લાકડા જેવા બનીને ઊભા રહ્યાં. દૂર ગંગા નદી હતી. ચંદ્રની તેજધારા નદીના પ્રવાહ પર રૂપેરી નૃત્ય કરી રહી હતી. સામે કિનારે છાયા માફક એક મંદિર ખડું હતું! કોઈના મોઢામાં શબ્દ નહોતો. આરતીની ઝાલર શાંત બની છે. દૂર દૂરના કોઈ અખાડામાં ઢોલ વાગી રહેલ છે, એનો અવાજ વાતાવરણમાં તરી રહ્યો છે.

મૃગેન્દ્રે વાતની શરુઆત કરતાં કહ્યું: "આપે જ્યારે અટલ પ્રતિજ્ઞા કરી છે, ત્યારે આપને ઊભાં રાખીને નકામી વાતો કહીને, કષ્ટ દેવાનું મન નથી થતું, છતાં પણ મારે કંઈક કહેવાનું છે..."

સ્મૃતિએ કોમળ સ્વરે કહ્યું: "કહો..."

મૃગેન્દ્રે કહ્યું: "લગ્ન સંબંધી કોઈ પણ દિવસ મેં ચિંતા કરી નથી. તમારા પિતાશ્રી પ્રત્યે ઘણા સમયથી મારા દિલમાં શ્રદ્ધા હતી. ત્યારપછી સંજોગવશાત હું અહીં આવ્યો, આપની માતાના દર્શન થયાં. ભક્તિથી મારું મન નમી પડ્યું. એમની રોગ ભરી કરુણપ્રતિમા હું જીવનમાં કદી નહિ ભૂલી શકું. એમની આંખમાં માયા, સ્નેહ અને મમતાના સાગર ભર્યા હતા! એમને જોઈને આપના કુટુંબ પ્રત્યે મારા દિલમાં મમતા જાગી. ત્યારપછી અનેક પ્રસંગોએ આપ સહુ સાથે હું ભળી ગયો – મારું મન આ સંસારમાં જડાઈ ગયું! અને આપ? હું વાણીથી નથી કહી શકતો કે હું આપના પ્રત્યે કેટલી શ્રદ્ધા રાખું છું. બે દિવસ થયાં સંબંધ માટે જે વાત શરુ થઈ છે એમાં આપ કૃપા કરીને એક પણ ભૂલ ન કરશો. અર્થાત્ હું દયા નથી માગતો. આપના પ્રત્યે શ્રદ્ધા હોવાના કારણે જ મારા દિલમાં વારંવાર થતું કે આપ જ્યારે લગ્ન કરીને કોઈના ઘેર ચાલ્યાં જશો, ત્યારે આપણી વચ્ચે લાંબું અંતર ઊભું થશે – આ રીતે આવવું જવું

પણ બંધ થશે. એ સાથે એ વાત પણ મનમાં જાગી હતી કે આ પ્રશ્નનો ઉકેલ લાવવાનો એક જ ઉપાય છે... "

કહેતાં કહેતાં મૃગેન્દ્રનો સ્વર દબાઈ ગયો. એ ઉપાય શું ? એ વિચાર આવતાં જ એનો ચહેરો શરમથી લાલ થઈ ગયો. કદાચ આ આશાની સ્પર્ધા પ્રગટ થઈ જાય તો ? મૃગેન્દ્રે એક નિશ્વાસ નાખ્યો.

સ્મૃતિએ કહ્યું : " આપ કહો. આપની વાત પૂરી થયા પછી, મારે જે કંઈ કહેવાનું છે તે કશું છૂપાવ્યા વગર કહીશ. આપ અમારા કુટુંબના પરમ શુભેચ્છક છો...બંધુ છો, દરદી બંધુ છો...આપના હૃદયમાં સાચી મમતા છે – એ હું બરોબર સમજું છું. આપ ઉદાર અને મહદ્ છો એ પણ હું જાણું છું. આપનો પરિચય દેવાની કોઈ જરૂર નથી... "

સ્મૃતિની વાત ઘણી સહજ અને સ્પષ્ટ હતી. એના શબ્દોમાં કોઈ સ્થળે કઠિનતા નહોતી. મૃગેન્દ્રને કંઈક આરામ મળ્યો – આશ્રય મળ્યો. મૃગેન્દ્રે કહ્યું : " તેથી જ મેં વિચાર્યું હતું કે જો આપને મેળવવાનું સૌભાગ્ય હું પ્રાપ્ત કરી શકું તો, જીવનપર્યંત મારી શ્રદ્ધા આપની સામે પ્રગટ કરી શકું. એ સિવાય હું આપના જીવનને કોઈ પણ દિવસે ચિંતામુક્ત અને આનંદિત કરી શકું, તો એ મારા માટે ગૌરવ બનત. માત્ર આ એક જ આશા... "

કહેતાં કહેતાં એને પોતાને જ આશ્ચર્ય થયું કે આ જાણે કોઈ પુસ્તકની ભાષા છે ! આવી રીતે પોતે વાત કહી શકશે એવું એણે સ્વપ્ને પણ વિચારેલું નહિ ! આખો દિવસ તેણે આ સંબંધી વિચારો કરવામાં જ ગાળેલો !

સ્મૃતિએ કહ્યું : " હું આ સઘળી વાતનો બરાબર સ્વીકાર કરું છું, પરંતુ મેં નક્કી કર્યું છે કે, હું લગ્ન નહિ કરું...કદાચ આ સાંભળીને આપને એમ લાગશે કે, જીવનમાં મેં એક નવલકથા ઊભી કરી છે ! જે કહું છું, તે વાત નવલકથામાં પણ અદ્‌ભૂત દેખાય ! પણ એમ નથી. જીવન એ નવલકથા નથી, એ હું જેટલું સમજી છું, એટલું

કદાચ કોઈ નહિ સમજતું હોય. ભગવાને નાની વયમાં જ મારા મનને જગાડયું છે. દુઃખ, કષ્ટ, રોગ, શોક વગેરે વચ્ચે ઘડાવાનો જ પરમ લાભ મળે છે ! – જાગૃત મન સાથે સંસારમાં પડવું એ શું છે, એ હું બરાબર જોઈ શકું છું. એ જોઈ શકું છું તેથી જ લગ્નનું નામ પડતાં મારું શરીર કંપી ઊઠે છે…"

મૃગેન્દ્ર આ વાતથી અવાક્ થઈ ગયો. સંસારમાં પતિપત્નીના પ્રીતિ બંધનો જોઈને જ માણસો સંસાર પ્રત્યે આકર્ષાય છે. અને સ્મૃતિ ? મૃગેન્દ્રે કહ્યું : "રોગ-શોક આપે ખૂબ જોયેલ છે – અને એના તાપથી જ કદાચ આપનું દિલ આશા કરતાં અચકાતું હોય, શંકિત બનતું હોય…પરંતુ સાચો માર્ગ તો એ છે કે આપણી અનંત વેદના અને દુર્દશા વચ્ચેથી સાંત્વનાની શીળી છાંયડી આપણે રચી લેવી જોઈએ. જગતમાં દુઃખ કોણે નથી ભોગવ્યું ! છતાં પણ…

"આ તો થઈ દાર્શનિક વાત. આવો મહાન પ્રશ્ન વિચાર્યા વગર હું નિર્ણય કરી બેઠી છું, એમ ન માનશો. આ સંસાર જ મને અળખામણો લાગે છે. આપ કહેશો કે, એમ છે તો આ સંસારનો ભાર લઈને શા માટે બેઠી છે ? એનો ઉત્તર એ જ છે કે મારા બાપુના સંસાર માટે – હું જે કંઈ કરું છું, તે મારી માતાની વાત રાખવા માટે – એની પ્રતિનિધિ બનીને. મારી દુઃખી માતા પોતાના સેંકડો દુઃખો વચ્ચે પણ જો કંઈક શાંતિ પામી શકે, એ વિચારીને જ મેં આ સંસારનો ભાર સ્વીકાર્યો હતો. નહિ તો આ સંસારની હું અંતઃકરણપૂર્વક ઘૃણા કરત. મારી માતાએ જે સંસારમાં આવીને પોતાનો સઘળો આરામ ગુમાવ્યો હતો, સઘળી શાંતિ, અંતે પ્રાણ પણ આપી દીધો…એ સંસાર મારા માટે ઝેર છે ! નાના ભાંડરૂને સાચવી રહી છું, કેવળ મા ખાતર – એ મારી માના પેટે જન્મેલાં છે, તેથી."

વાત સાંભળીને મૃગેન્દ્ર થંભી ગયો. સ્મૃતિ આ શું કહે છે ! એના મોઢામાંથી એક શબ્દ ન નીકળ્યો.

જ્યોત્સ્નાથી છવાયેલા ગંગાના જળવિસ્તાર સામે ઘણીવાર સુધી સ્મૃતિ સ્થિર નજરે જોઈ રહી. સામે કિનારે છાયા જેવી કેટલીક નૌકાઓ યાત્રીઓને લઇને જઈ રહી છે. એક નૌકા આ કિનારા તરફ આવી રહી છે. સ્મૃતિએ ધાર્યું : 'કોઈ દક્ષિણેશ્વર ગયું હશે, ભગવાનની આરતી જોવા.'

મૃગેન્દ્રે સ્મૃતિ સામે જોયું : જેની આંખ સામે સંસાર અળખામણો દેખાય છે, જેનું મન સંસારની માયાથી ધ્રૂજી ઊઠે છે અને જેના મનમાં સંસાર પ્રત્યે ન સમજી શકાય એવી નફરત છે, તે સ્મૃતિના ચહેરા પર એવુંને એવું તેજ રમી રહ્યું છે!

મૃગેન્દ્રે કહ્યું : "કેવળ એક જ કુટુંબનું દુઃખ નિહાળીને આપનું મન આવું બન્યું છે! પણ એ કંઈ સંસારની સ્વાભાવિક સ્થિતિનું ચિત્ર ન કહેવાય. દાખલા તરીકે માનવ સમાજમાં કોઈ વામન હોય છે, કોઈ મુંગા હોય છે—એટલે એ વામનત્વ કે મુકત્વ માનવ સમાજની સ્વાભાવિક સ્થિતિ છે એમ કેમ કહી શકાય! અવાસ્તવિક પરિસ્થિતિપર કોઈ પ્રકારનો મત બાંધી લેવો એ શું ભૂલ ન કહેવાય? કોઈ એકાદ માણસે કોઈ કદરૂપો માણસ જોયો હોય અને એ માણસ પોકારીને કહે કે સંસાર કદરૂપો છે...માનવ સમાજ અળખામણો છે, તો શું એનો પોકાર વાસ્તવિક કહી શકાશે? મને લાગે છે કે આપ પણ એવી રીતે જ..."

સ્મૃતિએ મૃગેન્દ્ર સામે જોઈને કહ્યું: "એમ નથી. આપણે જે સંસારને સમજીએ છીએ એ સંસારનું વાસ્તવિક રૂપ એ જ છે કે પતિપત્નીએ મળીને ઘર બાંધવું! પછી એને સ્નેહ કહો, પ્રીતિ કહો, બંધન કહો કે ગમે તે કહો. પણ આ બધાંથી ઘરને ભરપૂર કરી દેવું—ત્યાર પછી ભાઈ, બેન, બાળકો વગેરેથી સંસારનો વિસ્તાર થવા દેવો અને પરિણામે સંસાર ફાલતો ફુલતો દેખાય! એમ જ ને?"

મૃગેન્દ્રે પ્રફુલ્લ થતાં કહ્યું : "હા."

સ્મૃતિએ કહ્યું: "હવે એકવાર નારી તરફ દૃષ્ટિ કરીને વિચારો—મારો આ અવાસ્તવિક સંસાર લઈને નહિ—હિંદુનો જે સ્વાભાવિક સંસાર છે, તે આંખ સામે રાખીને. પતિપત્નીનું પ્રારંભીક જીવન તો જાણે કંઈક કાવ્યની ઊર્મિઓ જેવું હોય છે અને એ ઊર્મિઓમાં બંને મસ્ત બને છે. વાસ્તવિક રીતે એ મસ્તી સાર વગરની અને તુચ્છ હોય છે! કારણ કે એ પલભરનો નશો છે! ત્યાર પછી એ ઊર્મિઓ અલોપ થાય છે અને સંસારમાં કર્તવ્ય અને ગાંભીર્ય આવીને ઊભાં રહે છે. એ સંસારનો સ્વામી સવારે ઊઠી સ્નાન કરી, જમીને પૈસા મેળવવા માટે જાય છે, ત્યાર પછી સાંજે પાછો આવે છે; એ વખતે એના મિત્રો વગેરે સાથે એને રમતગમત કે વાતો કરવાની હોય છે અને એમાં એ આરામ મેળવે છે. રાતે ભોજન કરીને એ અંદર જાય છે, સ્ત્રી આવીને ઊભી રહે છે. બંને શય્યામાં આશ્રય લે છે. પુરુષ કેવળ પોતાનો જ આરામ લઈને પડ્યો હોય છે—તેનો એ આરામ પૂરો પાડવા માટે જ સંસારમાં નારીનું પ્રયોજન ગણાય છે. જે નારી દેહ અને મન આપીને એ આરામ પૂરો પાડે છે, તે કહેવાય છે સાધ્વી પત્ની.

"આ આરામ પૂરો પાડે છે માટે જ સંસારમાં નારીનું મૂલ્ય ગણાયું! પુરુષના આ આનંદ—ભોગવિલાસના ફળરૂપે કેટલાંક સંતાનો આવીને સંસારમાં દેખાવ દે છે—એની પરિચર્યાનો ભાર પણ નારીને માથે! બાળકોને પેટમાં ધારણ કરવાં અને પ્રસવ કરી એની પરિચર્યા કરવી એ નારીનું કાર્ય, વ્રતઃ, નારીનો ધર્મ, અર્થ, કામ, મોક્ષ બધું આ સેવામાં ને પરિચર્યામાં. આને એક મહાન આદર્શ ગણીને ગ્રંથમાં એની વાહવા કરી! પરંતુ આ વાહવા મેળવવા માટે નારીને પોતાનું કેટલું દાન કરવું પડે છે, પોતાની જાતને કેટલી પીસી નાખવી પડે છે, પુરુષના આનંદ વિલાસના પરિણામે જે સંતાનો નારીને પ્રસવ કરવાં પડે છે એ જ આનંદ વિલાસના પરિણામે નારીને રોગશય્યાનો આશ્રય લેવો પડે છે, એટલું જ નહિ પણ આશા, ઊર્મિ, મન,

સધવાનું બલિદાન આપીને, યૌવનને છિન્નભિન્ન કરીને અંતે અકાળ મૃત્યુનું શરણ લેવું પડે છે! નારીની રોગ શય્યાનું મુખ્ય કારણ પુરુષ હોય છે, છતાં પુરુષ એ વસ્તું ભૂલી જાય છે અને નારીના રોગથી વિરક્ત બને છે. કંટાળી જાય છે. જેમતેમ બકે છે અને અનેક પ્રકારની પીડા ઊભી કરે છે. એ પીડા પણ નારીને રોગની સાથેસાથ સમાન ધૈર્યથી ભોગવવી પડે છે! એમાં એ કશી ફરિયાદ કરી શકતી નથી, રોગની યાતનામાં પણ અડોલ રહેવું પડે છે, વેદના કોઈને કહી શકતી નથી! મારી માતાના જીવનમાં મેં આ બધું પ્રત્યક્ષ જોયું છે. મારી પાસે આપ સંસારની વાત પણ ન કરશો. એ વસ્તુ પ્રત્યે મને રુચિ નથી! મારું મન પત્થર થઈ ગયું છે. હું તો કેવળ શુષ્ક કર્તવ્યનો બોજો બની ગઈ છું. જેટલા દિવસ સુધી મારા પિતાના સંસારમાં મારું પ્રયોજન હશે, ત્યાં સુધી હું અહીંજ રહીશ. પ્રયોજન નહિ હોય, ત્યારે વિશાળ મુક્ત પૃથ્વી મારો આશ્રય છે. દયા કરીને આપ સહુ મને મુક્તિ આપો. સંસારના બંધનમાં મને બાંધવાની વાત સાંભળીને મારા મનમાં થઈ જાય છે કે હું ભાગીને ક્યાંક ચાલી જાઉં!"

મૃગેન્દ્રે સ્થિરભાવે બધું સાંભળ્યું: પછી કહ્યું : "બધું સાંભળ્યું. માત્ર એક જ વિચારને આપે એટલો બધો મહાન કરી મૂક્યો છે કે વાસ્તવિક્તાને એ ગ્રાહ્ય કરી શકતો નથી. છતાં એ વિચાર સુંદર છે. પણ મારો એક નાનો પ્રશ્ન છે..."

"કહો."

"માની લો કે, કાલે જ આ સંસારમાં આપનું પ્રયોજન ન હોય તો?"

"એ તો મેં કહ્યું કે, હું મુક્ત થાઉં તો મારે માટે વિશાળ પૃથ્વી પડી છે."

"પણ એ સૃષ્ટિ તો છેવટે અનેક સંસારોની સમષ્ટી જ છે ને! એમાં વિચરવું એ કંઈ આપદા વગરનું તો નથી."

"નારી માટે આપદા નથી એમ કહેવા માગો છો ને?"

મૃગેન્દ્રે કહ્યું : "સ્ત્રી-પુરુષ બંને માટે હું કહું છું. વિપત્તિ કે વિઘ્ન કંઈ એક પ્રકારના નથી હોતાં. એક જ રૂપે સહુ સામે એ ઊભાં નથી રહેતાં, નારી માટે જે વિપત્તિ હોય, તે પુરુષના પક્ષે ન પણ હોય. તેવી જ રીતે પુરુષ માટે જે વિઘ્ન હોય, તે નારીને પક્ષે ન હોય! કદાચ વિપત્તિ ન આવે, પણ કેવળ નિર્લિપ્તભાવે વિચરવાથી માણસ તૃપ્તિ ન મેળવી શકે! એના હૃદયમાં મનના નામે ઓળખાતો જે પદાર્થ છે, એ મન આરામ અને તૃપ્તિ ચાહે છે. વનની શોભા, નદી અને ઝરણાની શોભા, મિત્રની પ્રીતિ, ભાઈ બહેનોનો સ્નેહ, માતાનો આદર, પુત્રપુત્રીઓની મમતા—એ કોઈ વસ્તુ તૃપ્તિ વગરની નથી!"

સ્મૃતિએ કહ્યું : "કદાચ તૃપ્તિ ખૂબ વિશાળ હોય. અસીમ હોય—પણ મને એની ભૂખ નહોય તો?"

"દોડવું હોય તો દોડવાની શકિત પણ જોઈએ. એ શક્તિ આહારમાંથી મળે છે. વનના ફળ કે ઝરણાના પાણી પીને આજે માણસ પોતાના શરીરને ન ટકાવી શકે!"

સ્મૃતિએ કહ્યું : "આ બંને હાથ પરિશ્રમ કરવામાં થાકે એમ નથી..."

મૃગેન્દ્રે કહ્યું : "એ હાથવડે પરિશ્રમ કરીને પોષણનો પ્રબંધ—જો કે એ પ્રશ્ન અંધકારમાં ખોવાયેલા ભાવિ જેવો છે—છતાં પણ—કરી શકાય, અર્થાત્ આ પરિશ્રમ કરતાં પોતાના જ સંસારમાંથી કોઈ રૂકાવટ ઊભી થાય તો? તે સિવાય માણસો નિરોગી તો રહી શકતાં નથી...અસુખ પણ આવે!"

સ્મૃતિએ કહ્યું : "રોગ મટે છે. ઔષધ તો નિમિત્ત માત્ર છે.

રોગ ટળ્યા પછી ફરી ઊભી થઈશ અને રોગ ન ટળે તો મૃત્યુના હાથમાંથી કોણ ઉગરી શકે છે?"

મૃગેન્દ્રે કહ્યું: "ભૂલ! અવાસ્તવિક! આપ ચારે બાજૂથી અવાસ્તવિક થિયરી લઈને જ ચાલી રહ્યાં છો! આવી ભૂલ કરવી આપના માટે ઉચિત નથી. જગતમાં સારું–નરસું બંને છે. આપે જગતનું ખરાબ દશ્ય માસ્તકપર ધારણ કરીને આટલો વિરાગ ઊભો કર્યો છે! પણ એક બીજી વાત છે: આપ જે જીવનની વાત કરી રહ્યાં છો, એ જીવન તો પશુ પણ જીવી શકે છે. માણસના જીવનમાં પશુ જીવન કરતાં બીજો ભેદ ન હોય તો મનુષ્ય જન્મનો લાભ શું?"

સ્મૃતિએ કહ્યું: "મનુષ્ય જીવનનો આરામ ભલે ન મળે! પણ આતો લગ્ન સંબંધી વાત હતી: લગ્ન શા માટે કરે છે? સ્ત્રી દુર્બળ છે માટે એને સ્વામીનું અવલંબન જોઈએ છે: હું જો મારા પગ પર ઊભી રહી શકું તો? પછી એ અવલંબનની ઈચ્છા શા માટે રાખું? આ અંગ્રેજોના ઘરની અનેક નારીઓ લગ્ન નથી કરતી. કામ મેળવીને જ જીવન વિતાવે છે. અને પૈસા મેળવવામાં પણ અનેક પુરુષોને ટપી જાય છે!"

"અંગ્રેજ નારીઓ માટે જે વ્યવહાર બંધ બેસી શકે, તે હિંદુ નારીઓ માટે શું બંધ બેસી શકે? બંનેની જાતિ, સમાજ રચના, સમાજ વિધિ, દેશની હવા વગેરેમાં ઘણો ભિન્નતા..."

વચ્ચે જ સ્મૃતિ બોલી: "પણ હું એ ભિન્નતાને નથી માનતી! હું ટાઈપીસ્ટ બનું, નર્સ બનું, શિક્ષિકા બનું, અથવા નવલકથા લખીને પૈસા મેળવું તો શું ન ચાલી શકે? એમાં કોણ રૂકાવટ કરી શકે? હિંદુ સંસારમાં હું જન્મી છું એટલે શું મારી શક્તિનું કશું મૂલ્ય ન મેળવી શકું – કામના બદલામાં પણ?"

મૃગેન્દ્રે કહ્યું: "આપના આ પ્રશ્નમાં પણ ભૂલ રહેલી છે, એ હું આપને સમજાવી..."

સ્મૃતિએ કહ્યું: " આ બાબતમાં ચર્ચા કે તર્કની જરૂર હોય એમ મને નથી લાગતું. હું લગ્ન કરવા નથી માગતી. મારે લગ્ન કરવાં હોત, તો આપના જેવા સુપાત્રની હું કદી ઉપેક્ષા ન કરત! મનુષ્યના હિસાબે આપ મહાન છો, સ્વામીના હિસાબે આપ આરાધ્ય છો, એ હું જાણું છું. આપના પ્રત્યે મારા હૃદયમાં શ્રદ્ધા છે. છતાં હું લગ્ન કરી શકીશ નહિ. ઘણા દિવસોના વિચાર પછી મેં મારા મનને દૃઢ કર્યું છે. મારી આ પ્રતિજ્ઞા ભાંગી શકે એવી નથી, ગમે તેટલાં તોફાનો આવે, એ તોફાનોના આઘાતથી કદાચ મારા ચૂરેચૂરા થઈ જાય તો પણ હું મારી પ્રતિજ્ઞાને જાળવી રાખીશ! લગ્ન હું નહિ કરું. મને સમજાવવાનો આપ પ્રયત્ન ન કરશો. ગમે તેવી મજબૂત દલિલ હશે, તો પણ હું સ્વીકારવાની નથી. મને ક્ષમા કરો. રાત વધતી જાય છે, ઠંડી જામતી જાય છે, ઠંડીમાં આપ ન બેસો – નીચે ચાલો. "

એક જ નિશ્વાસે આટલું કહીને સ્મૃતિ ચાલી ગઈ. મૃગેન્દ્ર ઘડી ભર ઊભો રહ્યો. ત્યાર પછી નિરાશા અને વિષાદનો બોજ હૃદય પર લઈને ધીરે પગલે તે અગાશી પરથી નીચે ઊતર્યો.

૧૫

# જેમાં સ્મૃતિ સમજાતી નથી

મૃગેન્દ્રનું વિશ્વ શૂન્ય થઈ ગયું. જીવનનું મસ્ત પ્રલોભન, ભવિષ્ય રચવાની તીવ્ર આશા – વંટોળની સામે પડેલ દીપ – શિખા માફક વિલય થઈ ગઈ. ધન – કીર્તિ પાછળ દોડવું શા માટે ? કેવો મોહ ! મનને સ્નેહ – પ્રેમથી વંચિત રાખીને તુચ્છ યશ ખાતર દોડવું ! કોના માટે યશ, માન, કીર્તિ ? આ સ્મૃતિએ એક દિવસે મૃગેન્દ્રના સર્વસ્વને વિચિત્ર રંગે રંગી દીધેલ – આજ એ જ સ્મૃતિએ એ વિચિત્ર રંગો પર કાળી શાહી ઢોળીને મૃગેન્દ્રના મનને વિવર્ણ બનાવી દીધું !

સતીપદે હકીકત સાંભળી. સાંભળીને રોષથી તેઓ સળગી ઊઠયા. રોષ એ શું છે, એ ઘણા સમયથી ભૂલાઈ ગયું હતુંઃ આજે રોષથી તેનું શરીર અને મન ધ્રૂજી ઊઠયું. આજકાલની એક છોકરી – એના મોઢે આવા વિરાટ વિદ્રોહની વાત ! મોટા મોટા જ્ઞાનીઓ અને પંડિતો પણ પોતાના ગ્રંથોમાં આ વિચારોને સ્થાન આપી શકયા નથી ! એ લોકોએ કેટલું જોયેલું છે ! કેટલું ચિંતન કરેલું છે ! અને ઘરની ચાર દિવાલો વચ્ચે રહેલી સ્મૃતિ આજ આ પ્રમાણે...સતીપદનું મન કોઈ પ્રચંડ જ્વાળામાં સળગી ઊઠયું !

કરવું શું, એ કહી શકાતું નથી! રોષની જ્વાળા ચહેરા પર જોઈને મૃગેન્દ્રે એમને શાંત કરવા કહ્યું : " આ બાબતમાં જરા ધીરજ રાખવી પડશે. દરદ અને પ્રેમથી જ સ્મૃતિના મનનો વિમુખ ભાવ દૂર કરી શકાશે. માણસ કદી યંત્ર નથી."

આ સાંભળીને સતીપદ કંઈક શાંત થયા. તેમણે કહ્યું : " એનું મન પાછું વળી શકશે ?"

મૃગેન્દ્રે કહ્યું : " હા. એણે જે કંઈ કહ્યું છે, એ કેવળ એક પ્રકારની ધૂન છે – વાસ્તવિક જગતનાં દર્શન કર્યા વગર એણે એક ધૂનને સત્ય માની લીધી છે! ધીરજ રાખ્યા સિવાય બીજો કોઈ ઉપાય નથી. તમે ધૈર્ય ગૂમાવશો તો એની ધૂનને વધુ પ્રોત્સાહન મળશે."

સતીપદે મૃગેન્દ્રના બંને હાથ પકડીને કહ્યું : " તું પણ ધીરજ રાખીશને, ભાઈ? કહે, કહે..."

મૃગેન્દ્ર કશું બોલ્યો નહિ. ધીરજનો શબ્દ સતીપદના મોઢામાંથી બહાર નીકળતાં જ મૃગેન્દ્રની આંખ સામે એક અનંત સાગર જાણે ખળભળી ઊઠ્યો! સાગર જેવું જ અનંત ધૈર્ય...પણ કેટલા દિવસ સુધી? કેટલા યુગ સુધી...!

સતીપદે કહ્યું : " તું અમારો ત્યાગ ન કરીશ. સંસારની મારી પ્રત્યેક આશાઓ એની સાથે જ વિદાય થઈ ગઈ છે...છતાં સંસારને પકડીને પડ્યો છું, માત્ર આ નાના બાળકો માટે! જતી વખતે એ કહી ગઈ છે, એને સંભાળજો. આજ હું બધાને છોડીને ચાલ્યો જાઉં, તો એની સંભાળ કોણ રાખશે? એ બધાં ક્યાં જઈને ઊભાં રહેશે? સ્મૃતિને હું શું ન કહી શકું : કહી શકું. પણ મારાથી કહી શકાતું નથી. એની બંને વિનંતિભરી આંખો મારી સામે ખડી થાય છે! સદ્‌ભાગ્યે મને તારો પરિચય થયો...નહિ તો કોણ જાણે શું થાત, એ કહી શકતો નથી."

મૃગેન્દ્ર મૌન રહ્યો. સતીપદે કહ્યું : "ભાઈ, તું પણ ધીરજ રાખજે. કહે, રાખીશને ?"

મૃગેન્દ્રે કહ્યું : "હું ધીરજ રાખીશ. આપની સામે એ નિશ્ચય કરું છું..." મૃગેન્દ્રના આ શબ્દો પાછળ વેદના હશે કે બળ? કે બંને?

આહ્! સતીપદે આરામથી આંખો બંધ કરી. મૃગેન્દ્ર પુતળાં માફક ઘણીવાર સુધી બેસી રહ્યો.

બારણા પાસે કોઈનો પડછાયો દેખાયો! મૃગેન્દ્રે જોયું: સ્મૃતિ! સ્મૃતિએ કહ્યું : "રાતનો સમય છે, મૃગેન્દ્રબાબુ આજે અહીં જ રહે..."

મૃગેન્દ્રનું સારુંયે અંગ રોમાંચિત થયું. વિસ્મય? ના, આનંદની ઉત્તેજના? કોણ જાણે! તેણે સ્મૃતિ સામે જોયું. સ્મૃતિના ચહેરા પર કોઈ પ્રકારના ભાવનું પરિવર્તન નહોતું! થોડીવાર પહેલાં જ એણે જીવનના એક પ્રશ્નની ગંભીર ચર્ચા કરી હતી, છતાં પણ એના ચહેરા સામે જોતાં એમ જ લાગે કે કશું બન્યું નથી! સતીપદના વિસ્મયનો પણ પાર નહોતો. મૃગેન્દ્રને રોકવા માટે સ્મૃતિ કહે છે? આવી વાત કદી પણ સાંભળી હોય એવું તેમને યાદ નહોતું! મૃગેન્દ્ર પણ એ જ વિચારી રહ્યો હતો.

સ્મૃતિએ કોઈનો ઉત્તર ન મળતાં પોતાના મનથી કહ્યું : "બાપુજી! તમે બંને જમવા આવો છો? ભોજનની તૈયારી કરું?"

સતીપદે યંત્ર ચાલિતની માફક કહ્યું : "હા."

સ્મૃતિએ મૃગેન્દ્ર સામે ફરીવાર જોઈને કહ્યું : "ત્યારે આપ આજે રોકાજો. બાપુજીના ખંડમાં જ આપને સૂઈ રહેવાની વ્યવસ્થા કરી છે. નાલુ મારા ખંડમાં સૂઈ રહેશે. કશી અગવડતા નહિ પડે. કાલ સવારે કલકતા જઈ શકશો."

આટલું કહીને સ્મૃતિ કોઈ મહિમાવતી રાણીની માફક ધીર ધીરે ચાલી ગઈ.

બેઠકમાં ગાઢ નીરવતા છવાઈ – માત્ર ઘડિયાલનું લોલક ટક ટક શબ્દ કરી રહ્યું હતું!

સતીપદે કહ્યું : "મને લાગે છે કે સ્મૃતિના મનમાં બધી વાત ફરીવાર વિચારાઈ રહી હશે..."

મૃગેન્દ્રે કહ્યું : "સંભવ છે!"

સતીપદે કહ્યું : "એને સદ્‌બુદ્ધિ મળો! આ શું છે, એ તું જાણે છે મૃગેન્દ્ર?"

મૃગેન્દ્ર બરાબર પ્રશ્નને સમજી શક્યો નહિ. સતીપદ સામે જોઈ રહ્યો. સતીપદે કહ્યું : "She is a bit hysterical. Hysterics એનું એક લક્ષણ છે, દુનિયાનું રૂપ હર સમય જોઈ શકાય નહિ, અતિ તુચ્છ વાતમાં પણ મોટું અભિમાન જાગૃત થાય. અને એ sensitiveness માંથી જ મનની વિરુપતા કહો કે વિદ્રોહ કહો, તોફાન મચાવે!"

કદાચ એમ હોય! સ્મૃતિને તો પોતે ઘણા સમયથી જોઈ રહેલ છે...કામકાજમાં કેટલી તત્પરતા! સર્વ દિશામાં કેવી તીક્ષ્ણ દ્રષ્ટિ! અને ઘડિયાલના કાંટા જેવી નિયમિત ગતિ! તેથી જ સ્મૃતિ પ્રત્યે તેનું મન આટલું આકર્ષાયું છે!

મૃગેન્દ્રે એક નિશ્વાસ નાખ્યો. સતીપદ ફરી મૌન થયા! ઉપરની ઓસરીમાં નાલુ ઉચ્ચ કંઠે ઇતિહાસ વાંચી રહ્યો હતો – ઍલેકઝાન્ડરના દિગ્‌વિજયની કથા. મૃગેન્દ્ર એ કથા સાંભળવા માંડયો.

સવારે વિદાય લેતી વખતે મૃગેન્દ્રને સ્મૃતિએ કહ્યું : "ચા પાન કરીને જજો. સાવ નયણા મોઢે માણસ કદી જાય કે?"

મૃગેન્દ્રે સ્મૃતિ સામે જોયું. સ્મૃતિનો ચહેરો એવોને એવો અવિચલ હતો – કોઈ ભાવ નહોતો. મૃગેદ્રે કહ્યું : "સ્મૃતિ..."

સ્મૃતિએ મૃગેન્દ્ર સામે શાંત નજરે જોતાં કહ્યું : "શું?"

"ચા લઈશ. પણ..." વાકય પૂરું ન થયું.

"પણ શું?"

"ગઈ કાલની મારી વાત પર વિચારણા કરવાનું અને એક

કલ્પિત વિચાર વચ્ચે મનને પૂરી નહિ રાખવાનું તું મને વચન આપ!"

"હું પ્રયત્ન કરીશ."

સંક્ષિપ્ત આલાપ. છતાં મૃગેન્દ્રના મનમાં આશા જાગી કે કદાચ સ્મૃતિનો મત બદલાઈ શકે.

છતાં પણ આ નાનકડી આશામાં એટલી શકિત હતી કે દિવસનું કામકાજ ક્યાંય દબાઈ જતું! – મિત્રો – સહચરો કોઈ જાણે ગમતા નથી. દિવસ રાત સ્મૃતિનો એ કઠિન વિચાર મન સામે દોડયા કરે છે! સતીપદ સામે જોતાં હૈયાનો દાહ વિશેષ વધી જતો! અભ્યાસમાં કશું મન નથી – કેવળ મનમાં એમ જ થયા કરતું કે દુનિયાનું સર્વસ્વ આકર્ષણ જાણે કોર્ટના પ્રબળ ધક્કાથી રસાતલમાં સમાઈ ગયું છે!

મનની જ્યારે આ દશા હતી, ત્યારે ઘેરથી એકાએક ટેલીગ્રામ આવ્યો: 'પિતા સખત બિમાર હોવાથીતરત ઘેર આવવું.'

જાણે ફટકો પડ્યો! આ આઘાતથી મૃગેન્દ્રનું મન અચેત બન્યું – દુનિયા ફરીવાર પોતાના રૂપ સાથે એની આંખ સામે ખડી થઈ. સતીપદ પર એક પત્ર લખીને જણાવ્યું કે, 'પિતાજીની તબિયત નરમ હોવાના કારણે પોતે ઘેર જાય છે.' પત્ર ટપાલમાં રવાના કરીને તે ઘર તરફ રવાના થયો.

પત્ર સ્મૃતિના હાથમાં આવ્યો. પોષ્ટકાર્ડ! સ્મૃતિએ કાગળ વાંચીને આકાશ સામે જોયું – ત્યાર પછી કંઈક વિચાર કરવા જતી હતી, ત્યાં નાનો બચુ રડી ઉઠ્યો: વિચારને દૂર કરી તે તરત નાના બચુ પાસે ગઈ.

અને દિવસો પસાર થવા માંડ્યાં. કશું વૈચિત્ર્ય નહોતું...એનું એ ઘરકામ, અને સમય મળે એટલે પુસ્તક લઈને વાંચવા બેસવું, નાના ભાઈબેનો પર કડક રાખવો, મમતા રાખવી! સતીપદ એ

પ્રમાણે જ કૉલેજમાં જતા, અને સાંજે આવી જરાતરા ખાઈ બેઠકના કોચપર આડે પડખે પડતા...સ્મૃતિ આવીને અભ્યાસ માટે કંઈક સમજી જાય અને ઘરમાં ચીજ વસ્તુનો અભાવ હોય તો કહી જાય ! મૃગેન્દ્રની યાદ હંમેશાં રહેતી – એક સહારો હતો ! આજ નથી ! સ્મૃતિએ જે કંઈ કહ્યું છે, એ સાંભળ્યા પછી શું મૃગેન્દ્ર મુક્ત હૈયે હવે આવી શકે ખરો ? સ્મૃતિનો મનોભાવતો એનો એ છે. અંધકાર ભર્યા આ સંસારમાં મૃગેન્દ્ર એક દીપશિખા માફક પ્રકાશતો. એને જોઈને મુક્ત પ્રકાશની કંઈક ઝાંખી થતી !

એલજીબ્રાનો એક કૂટ પ્રશ્ન સમજવા માટે સ્મૃતિ પિતા પાસે ગઈ હતી. સતીપદે પૂછ્યું : "નાલુ કેમ નથી આવતો ? એની પરીક્ષા તો નજીક છે !"

"નાલુ તો પરીક્ષા આપી ચૂક્યો છે !"

"તું જરા એના પર ધાક રાખ! એને તારી સાથે રાખીને બંને અભ્યાસ કરો..."

"એ આવતો નથી. કહે છેઃ મારા અભ્યાસમાં ખલલ પડે છે !"

સતીપદે કહ્યું : "પરીક્ષાને હવે બહુ દિવસ નથી રહ્યા !" કહીને તે કંઈક વિચારમાં પડ્યા.

થોડી વાર પછી તેમણે ફરી કહ્યું : "તારે એને સાંજના વખતે તારી પાસે જ રાખવો જોઈએ. એનું મન ખૂબ રમતિયાળ છે ! જો તું નજર નહિ રાખે તો એ કદી પાસ થઈ શકશે નહિ."

સતીપદના મન પર એકાએક ધક્કો લાગ્યો. પોતાની વેદનામાં એ એટલા મગ્ન છે કે, કર્તવ્ય પ્રત્યે પણ ઉદાસિનતા રાખવી પડે છે ! મરનારની સામે શું કહેલું ? મરનારે શી ભલામણ કરી હતી ?– આ બધાં તમને સોંપતી જાઉં છું – એને સંભાળજો. એ સંભાળવાનો અર્થ કંઈ આંખથી જોવું એમ નથી. બાળકોમાં માણસાઈ આવે એ પ્રમાણે જોવાનું છે ! પોતે એ કશું કરી શકેલ નથી. પછી સ્મૃતિના

હૃદયમાં આવા વિચારોનું ઘડતર થાય એમાં શી નવાઈ? નાલુનું અભ્યાસ પ્રત્યે મન નથી! ખેંદી એ હતભાગી નૃપેન સાથે હળતી મળતી રહે છે! છી...

સતીપદે કહ્યું: "નાલુને જરા બોલાવ તો, બહેન! આજથી હું આમ બેસી નહિ રહું. એનો અભ્યાસ હું જાતે જોઈશ. પણ તમે અભ્યાસ માટે મારી પાછળ કેમ નથી પડતા?"

સ્મૃતિએ કહ્યું: "નાલુનું અભ્યાસમાં મન નથી, કારણ, એ બેસમજ છે. હું મન ન રાખું તો મને પાલવે નહિ. કારણ, મારું ભવિષ્ય એના પર છે!" સતીપદે સ્મૃતિ સામે જોયું, અને જૂની વાતો હૈયે ચડી. મૃગેન્દ્રની સામે સ્મૃતિએ ભવિષ્યની જે વાતો કરી હતી.

સતીપદે કહ્યું: "સ્મૃતિ..."

સ્મૃતિએ મોઢું ઊંચું ન કર્યું. અભ્યાસના ગ્રંથમાં નજર રાખીને પ્રોબ્લેમ વિચારી રહી હતી.

સતીપદે કહ્યું: "તું અભ્યાસ કર, પાસ થા – એ બધી બાબતમાં મારું મન સહકાર આપશે, પણ તું આ ભવિષ્યની વાત ન કરીશ! તું હિંદુ નારી છે – અનાથ નથી, અસહાય નથી કે તારે ભવિષ્ય માટે માત્ર ઉદર પોષણના કલ્પીત સ્વપ્ન જોવાં પડે!"

સ્મૃતિએ પિતા સામે જોયું: કશું બોલી નહિ.

સતીપદે કહ્યું: "તું જે માર્ગે જવાનો વિચાર કરી રહી છે, એ તારી મોટી ગેરસમજ છે. એ માર્ગને હું કદી આશ્રય આપી શકીશ નહિ. તું મારી પુત્રી છે. મારી આજ્ઞા તારે મસ્તક પર લેવી જોઈએ..." કહેતાં કહેતાં સ્વર જરા ઉગ્ર બની ગયો. પિતાનું દબાયેલું અભિમાન, પિતૃત્વનો ગર્વ, ગૃહસ્થનું માન, સમાજની મર્યાદા વગેરેએ હૃદય વચ્ચે એકસાથે કલરવ મચાવી મૂક્યો.

સતીપદ કહેવા લાગ્યા: "સંસારમાં કલ્યાણ કરનારી ગૃહલક્ષ્મીના આસન પર બિરાજવું – એ જ નારીનો આદર્શ છે. શું આ દેશ

કે શું તારો વિદેશ – જે વિદેશનો કશો પરિચય તને નથી! બેચાર હલકી નવલકથાઓ, અથવા બેચાર વર્તમાનપત્રોમાં વાંચીને તેં વિદેશની નારી સંબંધી પરિચય પ્રાપ્ત કર્યો છે! તને એ પણ ખ્યાલ નથી કે એ પરિચય કેટલો અધૂરો અને ગ્લાનિભર્યો છે!"

સ્મૃતિએ કહ્યું: "આ બધી વાતો અત્યારે શા માટે, બાપુજી? આ પ્રોબ્લેમ મને સમજાવો. આજે હું આ છત્રીસ દાખલા તૈયાર કરવા માગું છું."

સતીપદ અવાક્ થઈ ગયા. સ્મૃતિનું માનસ તે કયા પ્રકારનું છે? હળવો નિશ્વાસ નાખીને તેમણે સ્મૃતિને સમજાવવા માટે ગણિત હાથમાં લીધું!

મન કહેતું હતું: આ ધૂની છોકરીને કડવા શબ્દોથી કદી સમજાવી શકાશે નહિ! માત્ર દરદ અને મમતા! સારું, એમ જ થશે.

સતીપદે ઉદાસિનતાનો ત્યાગ કર્યો; વેદનાનો પહાડ દૂર હડસેલીને બાળકોના ભાવિનો ભાર પોતાના માથે લીધો: પણ માણસનું મન – એ શું બંધનને માને? ના. બંધનમાં શું એવી શક્તિ છે કે મનને બાંધી રાખે? – મૃગેન્દ્રની યાદ વારંવાર હૈયામાં ખટકતી. હૈયું વ્યથાથી ધ્રૂજી ઊઠતું. ઘણા દિવસોથી એ ઘેર ગયો છે, એક પત્ર પણ લખ્યો નથી! કોણ જાણે, એના પિતાને કેમ હશે? કદાચ એને પોતાને કોઈ કઠણ રોગ થયો હોય તો? શા માટે એ પત્ર નથી લખતો?

સતીપદના મનમાં થયું: 'જાતે તપાસ કરું તો?' પણ ગામનું નામ યાદ નથી આવતું! તેઓ વિસ્મય પામ્યા. મૃગેન્દ્રની સાથે આટલો ગાઢ પરિચય, છતાં એના ગામના ઠેકાણાની ખબર નહિ! કદી લખી રાખ્યું પણ નથી. પ્રયોજન નહોતું, એટલે પૂછેલ પણ નહિ. આજે પ્રયોજન છે...! પણ...

સારું! એના વર્ગના વિદ્યાર્થીઓ શું ઠેકાણું નહિ જાણતા હોય? એ ઠીક છે. એમની પાસેથી ઠેકાણું મેળવી શકાશે.

મૃગેન્દ્ર માટે મન એટલું વ્યાકુળ બની ગયું હતું કે અભ્યાસ કરાવવામાં પણ સ્થિરતા નહોતી રહેતી.

સ્મૃતિએ કહ્યું : "બાપુજી! આ જરા જોઈ દ્યો તો..."

સતીપદે કહ્યું : "આજ હું નહિ સમજાવી શકું, બહેન."

સ્મૃતિએ કહ્યું : "હમણાં જ કહ્યું હતું ને કે સમજાવી દઉં છું. તમારું મન આમ કેમ થઈ ગયું છે બાપુજી?"

"મૃગેન્દ્ર માટે મનમાં ખૂબ ચિંતા થાય છે. સ્મૃતિ! આટલા દિવસથી એ ગયો છે, પણ એનો એક ય કાગળ ન આવ્યો! એના પિતાની નરમ તબિયત...

સ્મૃતિએ ચિંતા ભરી નજરે પિતા સામે જોયું. સતીપદે કહ્યું : "એના ઘરના ઠેકાણાની તને ક્યાંથી ખબર હોય! તું જાણે છે?"

સ્મૃતિએ વલોવાતા મને કહ્યું : "ના."

"માણસ પાસેથી સેવા સ્વીકારી...પણ એનો પરિચય લેવાનું મનમાં ન સૂઝ્યું!"

ન સૂઝ્યું! સૂઝવાની જરૂર પણ ક્યારે આવી હતી! છતાં સ્મૃતિના મનમાં એક આઘાત લાગ્યો. પિતાના શબ્દો વચ્ચે અભિમાન હતું, એનો આઘાત!

સ્મૃતિએ કહ્યું : "કોઈ પાસેથી ઠેકાણું નહિ મળી શકે? હોસ્ટેલમાં એમના મિત્રો તો હશે..."

"હા, કાલે તપાસ કરીશ."

"તપાસ કરજો."

સતીપદે અભ્યાસનું પુસ્તક હાથમાં લીધું – છતાં મન મૃગેન્દ્રની પાછળ કોઈ અજાણ્યા દેશમાં દોડી રહ્યું હતું. એકાએક સતીપદે પુસ્તક બંધ કરી, સ્મૃતિ સામે જોઈને કહ્યું : "સ્મૃતિ!"

"શું, બાપુજી?"

સતીપદે કહ્યું : "તારી ઉપેક્ષા મૃગેન્દ્રના પ્રાણમાં કારી ઘા કરી ગઈ છે. એણે મને કહ્યું હતું કે, ભવિષ્ય સંબંધીના એના વિચારો પલટાઈ ગયા છે. ખરેખર, એ ઉદાર પ્રાણ છે,...મા! માત્ર પોતાના

સ્વાર્થ સામે એ નથી જોતો, પારકા સામે એ નિહાળે છે. તું એના મનને ભાંગી ન નાખીશ..."

સ્મૃતિ સતેજ સ્વરે બોલી ઊઠી: "તમને એમ લાગે છે કે એમના મનને હું ભાંગી નાખીશ?"

ઝાંખુ હાસ્ય હસીને સતીપદે કહ્યું: "એ નહિ તો બીજું શું? મા! એનો પોતાનો આગ્રહ કેટલો હતો..."

સ્મૃતિએ કહ્યું: "આ તમારો અન્યાય છે! મારું પોતાનું પણ કંઈક વ્યક્તિત્વ તો છે!"

"છતાં બહેન, તું નારી છે."

"નારી પણ માણસ છે!"

ઘડીક મૌન રહીને સતીપદે કહ્યું: "ઘડતર જૂદું છે, બહેન. નારી એ કેવળ સ્નેહ, મમતા અને કરુણા છે!"

સ્મૃતિએ કહ્યું: "અને પુરુષ? કેવળ અધિકાર, અત્યાચાર, સ્વાર્થ અને વેદના...!"

સતીપદે કહ્યું: "એમ નથી. તેં કેવળ પુરુષના અત્યાચારને જોયો છે! પરંતુ એના યંત્રમય જીવનને, એના પરિશ્રમને, એના મનના દ્વંદ અને તોફાનને તેં કદી જોયાં છે? સમુદ્ર બહારથી શાંત અને ગંભીર હોય છે...પોતાની ચિંતા અને વેદના પી જઈને એના આશ્રયે રહેલાનાં સુખ માટે એની વિરાટ સાધના તેં કદી જોઈ છે?"

"ના..."

સતીપદે એક નિશ્વાસ નાખીને કહ્યું: "ભગવાન તને એ જોવાની દૃષ્ટિ આપે! પ્રભુ પ્રત્યે મારી હંમેશની આ પ્રાર્થના છે... આ સિવાય મારી કોઈ કામના નથી!"

બીજે દિવસે કોલેજમાં અમલ પાસેથી મૃગેન્દ્રનું ઠેકાણું મળી ગયું. છતાં આજ લખું, કાલ લખું, કરતાં પત્ર લખી શકાયો નહિ. લખવા જતાં હાથ ધ્રૂજી ઉઠતો, – કદાચ રોગનું આખરી પરિણામ આવી ગયું હોય તો!

પત્ર લખવામાં આમ થયા કરતું, ત્યાં એક દિવસે મૃગેન્દ્રનો પત્ર આવ્યો. પત્ર નાનો હતો. એમાં લખ્યું હતું :

**પુજ્ય શ્રી,**

બાપુજી મૃત્યુ સામે ઝઝુમી રહ્યા છે. માત્ર આશા! એ પણ કેવી રીતે કહું! પક્ષઘાતનું દરદ છે. દાકતરોના અભિપ્રાય મુજબ એમને લઈને મસુરી જઉં છું, ત્યાં નિષ્ણાંત ડૉકટર છે, માટે! માણસ આવી રીતે અસહાય છે! સ્મૃતિની વાત હૈયે ચડે છે...આ સંસાર!

આશા રાખું છું કે આપ સહુ કુશળ હશો. મારા નમસ્કાર સ્વીકારજો. મૃગેન્દ્ર

સતીપદે સ્મૃતિના હાથમાં પત્ર મૂક્યો. પત્ર વાંચીને સ્મૃતિ ઘડીભર સ્થિર બની ગઈ. ત્યારપછી એક નિશ્વાસ નાખીને તે રસોડા તરફ ચાલી ગઈ. ચૂલે દાળ મૂકી હતી!

સતીપદ ઊભા ઊભા સ્મૃતિને જ જોઈ રહ્યા હતા. શું સ્મૃતિનું મન પત્થરનું બનેલું હશે? મૃગેન્દ્રની આવડી મોટી વિપદ્ માટે એક શબ્દ પણ કહ્યો નહિ...અવિચલ પ્રાણે સંસારનું ચક્ર ફેરવવા ચાલી ગઈ! આશ્ચર્ય!

ત્યારપછી જીવનનો એનો એ એકધારો પ્રવાહ શરુ થયો. એ પ્રવાહમાં સતીપદ ચાલવા માંડ્યા – સ્મૃતિ પણ એના એ ભાવે તણાવા માંડી. નાલુ અને બીજા બાળકો પણ એ પ્રવાહમાં જ રહ્યાં. વચ્ચે વચ્ચે મૃગેન્દ્રના બે ત્રણ પત્રો આવી ગયા. એ પત્રોમાં એક જ વાત હતી કે, પિતાની સેવામાં પડયો છું : આશાનું કોઈ ચિહ્ન જણાતું નથી! જીવન નિરસ બનતું જાય છે! સમજાય છે કે ભાવિમાં અંધકાર સિવાય કશું નહિ મળે!

શું થાય! સતીપદમાં શી તાકાત હતી કે એ અંધકારને દૂર કરી શકે? અને દિવસો જવા માંડયા – હળવા પગલે અને એક સરખા તાલે! જેમાં કોઈ વિચિત્રતા નથી.

સ્મૃતિ અને નાલુએ પરીક્ષા આપી. અલ્હાબાદથી મૃગેન્દ્રનો પત્ર આવ્યો. મૃગેન્દ્ર લખતો હતો:–

"કાલ સંધ્યા પહેલાં મારા પુજ્ય પિતાશ્રી પંચત્વને પામ્યા છે. મારા જીવનનો સૂર્ય અસ્ત થયો છે. મારા માતુશ્રીની વ્યથાનો પાર નથી. એમની સામે નજર પણ કરી શકતો નથી! દેશમાં આવવાનું નક્કી કર્યું છે. પારલૌકિક ક્રિયાઓ કરવાની છે.

"મારું જીવન જાણે ચાલ્યું ગયું છે. યંત્ર માફક બની ગયો છું. આવા સમયે આપ જો પાસે હોત તો હું કંઇક શાંતિ મેળવી શકત! પણ ઉપાય નથી.

"આજે જ મસુરી છોડીએ છીએ. આ સ્થિતિમાં હમણા કલકતા જઇ શકાશે નહિ.

"બાળકોએ પરીક્ષા આપી દીધી હશે. આશા રાખું છું કે, બધા પાસ થઇને પોતાનો પરિશ્રમ સફળ કરશે.

"ક્યારે મળશું, એ તો ભગવાન જાણે. બચવું જોઇએ એ હું સમજુ છું. આપ કંઇક પ્રેરણા આપો જેથી હું પહેલાની માફક ઊભો રહી શકું. શું એ આશા છે? મારી ચારે દિશાએ અંધકાર સિવાય અન્ય કશું નથી. નમસ્કાર."

કાગળ વાંચીને સતીપદે આકાશ સામે જોયું. સૂર્યના તાપથી આકાશ ભરાયેલું હતું. એમનું માથું ભમવા માંડયું...એમણે આંખો બંધ કરી......

રવિવારનો દિવસ હતો. સતીપદ જ્યારે અંદર આવ્યા ત્યારે સ્મૃતિ નાના ભાઇબહેનોને નવરાવીને શરીર લૂછી રહી હતી.

સતીપદે કહ્યું: "સ્મૃતિ..."

સ્મૃતિએ પિતા સામે જોયું. સતીપદે કહ્યું: "મૃગેન્દ્રના પિતાશ્રીનું અવસાન થયું. ગઇ કાલે મસુરી છોડીને એ લોકો દેશમાં જવા નીકળી ગયા છે. શ્રાદ્ધ વગેરે દેશમાં જ કરશે."

સ્મૃતિનો ચહેરો વિવર્ણ બની ગયો – પળ માટે. સતીપદ એના સામે જ જોઈ રહ્યા હતા. એમણે સ્મૃતિના ચહેરા પર થયેલું પરિવર્તન જોયું.

સતીપદે કહ્યું : "મૃગેન્દ્રને મળવા માટે મનમાં ખૂબ થાય છે. આઠ દિવસ પછી કૉલેજ બંધ થશે. વિચારું છું કે..."

સ્મૃતિ માનુના શરીરપર ટુવાલ ઘસી રહી હતી. માનુ બોલી : "લાગે છે...મોટી બેન..."

સ્મૃતિએ ધમકી આપતાં કહ્યું : "ઊભીરે સ્થિર થઈ ને."

સતીપદે બાળબચ્ચા સામે જોયું – આનંદની વસ્તુ! પરંતુ એ એકના જવાથી આ આનંદ જાણે સદાના માટે ભૂંસાઈ ગયો છે! બાળકો સામે જોઈ ને હૃદય ધ્રૂજી ઉઠતું! ભગવાન, આવું શા માટે કર્યું? આ નાનાં અને અશક્ત બાળકોએ શો અપરાધ કર્યો હતો કે એને આવડી વયે...! મૃગેન્દ્રની વાત હૈયે ચડી: એ દુનિયાનો કોઈ ઉદ્વેગ કે કોઈ વ્યાધિ જાણતો નહોતો. એ મુક્ત હવાની માફક અબાધ ભાવે વિચરતો હતો, અને આજ? એ હવા દર્દ ભરી બની ગઈ છે. દુઃખ અને વેદનાના પહાડો એના પર ઉતરી પડયા છે, એની ગતિ અટકી ગઈ છે! સતીપદે એક નિશ્વાસ નાખ્યો. મૃગેન્દ્ર પાસે જવું જોઈએ. પણ શા માટે? શું કહીને એને આશા આપવી? સાંત્વના જેવું શું રહ્યું છે?

શાસ્ત્રના વાકયો, આસપાસના દાખલા...પણ શું એથી મનને સાંત્વન મળે છે! સતીપદ પોતે તો એ બધું જાણે છે...સંસાર છે, કર્તવ્ય છે – તોય જીવનનું રત્ન ગુમાવીને આજ જડ યંત્ર માફક પડયો છે! અને મૃગેન્દ્ર હજી તરુણ છે...પાછા ફરવાનો એને પ્રશ્ન નથી – એને આગળ ચાલવાનું છે! એકાએક એના ચાલવાના માર્ગમાં આ શું બની ગયું!

૧૬

# વંટોળ

કૉલેજ બંધ થઈ અને સતીપદનું મન અધીર બન્યું. મૃગેન્દ્ર પ્રત્યે તે પ્યાર રાખતા હતા. મૃગેન્દ્રે એમના જીર્ણ જીવનને ખડું કર્યું હતું! મૃગેન્દ્ર તરફથી શ્રાદ્ધના સંવાદ મળ્યા. છાપેલા પત્ર નીચે લખ્યું હતું કે 'આપ જો આવશો તો મને બળ મળશે!'

એક જ લીટી – પણ પ્રાણનો કેટલો આવેગ! જવું?

સવારે જાગીને બારી પાસે ઊભા ઊભા પણ આ વિચારો આવતા હતા. સ્મૃતિએ આવીને કહ્યું: "તમે શું આજે મૃગેન્દ્રબાબુના ઘેર જવાના છો?"

"જઉં?" સ્વરમાં દ્વીધા હતી. સતીપદે સ્મૃતિ સામે જોયું. સ્મૃતિએ કહ્યું: "કાલ રાતે તમે કહેતા હતા ને! જો જવું હોય તો રસોઈ તૈયાર કરું. બરાબર દસ વાગે અહીંથી જવું પડશે. શ્યાલદાથી બાર વાગે ગાડી ઊપડે છે કેમ?"

"હા. પણ શું કરું?"

પ્રશ્ન કરીને સતીપદે સ્મૃતિ સામે જોયું–એ દ્રષ્ટિમાં સ્મૃતિના હૈયામાં કશો આગ્રહ છે કે નહિ, એ જાણવાની તમન્ના હતી. પણ સ્મૃતિ તો અચલ હતી! સતીપદે એક ધીરો નિશ્વાસ નાખીને કહ્યું: "જવાની તો ઘણી ઈચ્છા થાય છે, પણ મનમાં એમ થાય છે કે એની આવી સ્થિતિમાં..."

સ્મૃતિએ કહ્યું : “ એમના પિતાના મૃત્યુથી એમના હૃદયમાં જે વ્યથા થતી હશે, તે અન્ય કોઈને નહિ થતી હોય. તેઓ આ વ્યથા સહી લેશે, અને તમને એ જોઈને આશ્વાસન પામશે...”

સતીપદનું હૃદય નાચી ઊઠયું. સ્મૃતિના હૈયામાં દયા–માયા છે ! મૃગેન્દ્રની વેદના એ સમજી શકી છે ! સતીપદ બોલ્યા : “ ત્યારે જઉં છું. તું વ્યવસ્થા કરી દે...”

“ પણ એક વાત કહેવાની છે. ”

“ શું ? ”

સ્મૃતિએ કહ્યું : “ તમારા મોટા પુત્રને કહેતા જાઓ કે બાપના પૈસાથી સીગારેટ પીવી નહિ ચાલે ! એના ઓસીકા તળેથી સીગ-રેટની ભરેલી આ ડબ્બી મળી આવી છે.” કહીને સ્મૃતિએ સીગારેટની પેટી પિતા સામે મૂકી.

સતીપદ સજ્જડ થઈ ગયા ! રોષથી એમનું હાડ સળગી ઊઠ્યું. તેમણે કહ્યું: “ એ નાલાયક ક્યાં ગયો છે ? આટલો હલકો બની ગયો છે...”

સ્મૃતિએ કહ્યું : “ સવારે મારા હાથમાં આ ડબ્બી જોઈને ભાગી ગયો છે. ”

સતીપદે કહ્યું : “ આ તો ઘણું ખરાબ કહેવાય. આ વસ્તુ મને જરાયે પસંદ નથી. આ પ્રમાણે...”

સ્મૃતિએ કહ્યું : “ મને કહેવા કરતાં એને બોલાવીને કહેશો તો ઠીક ગણાશે...”

“ કહીશ. તું એને શોધીને મારી પાસે મોકલવાનો પ્રબંધ કર. ”

સતીપદ સ્થિર થઇને ઊભા રહ્યા. સ્મૃતિએ કહ્યું : “ હું રસો-ઈની તૈયારી કરું છું. જતાં પહેલા તમે એને સમજાવતા જજો, કે આ બધું નહિ ચાલે. સીગરેટ મારી બાને ઝેર જેવી દેખાતી અને એનો છોકરો એના ઘરમાં બેસીને એનું અપમાન કરે ! આ મારાથી સહન થતું નથી ! ”

સતીપદે કહ્યું : "તું કોઈને શોધવા માટે મોકલ. હું એની સાથે ચોખવટ કરીને જ જવાનો."

સ્મૃતિએ કહ્યું : "એ માનશે નહિ. વ્યસન છોડવું સહેલું નથી. સીગરેટની આદત એને ઘણા દિવસથી પડી હોય, એમ મને લાગ્યું છે..."

"તો પછી તેં મને અત્યાર સુધી કહ્યું કેમ નહિ?"

"માત્ર સંદેહ ઉપર એને હું દોષિત કેવી રીતે ગણી શકું? આટલા દિવસ સુધી પુરાવો પકડી શકી નહોતી, એટલે બોલી નહોતી!"

"આ સંસારનું મંગળ હું ક્યાંય જોતો નથી. આ બધાં માથાં ભારે છોકરાં - મરજી પ્રમાણે વર્તી રહ્યાં છે! વર્તવાદો. હું પણ એક દિવસે...મરવાદો..." આમ ત્રુટક વાક્યો કહેતાં કહેતાં સતીપદ નીચે ચાલ્યા ગયા.

સ્મૃતિ પલભર લાકડા જેવી બનીને ઊભી રહી. ત્યાર પછી હળવું હસીને રસોડામાં ગઈ. ખેંદી ચૂલો ફુંકી રહી હતી. ધુમાડાના કારણે આંખમાં આંસું ઝરી રહ્યાં હતાં. સ્મૃતિએ કહ્યું : "તું આઘી જા - હું કરું છું."

"હમણાં તાપ થશે બેન..."

"ના, તું જા. બચુ ઊઠયો છે કે નહિ એ જો. પહેલાં એના માટે બાર્લી બનાવી દઉં. બચુને જોઈને તું બાર્લીનો ડબો લેતી આવ. હું લાવતાં ભૂલી ગઈ છું."

ખેંદી ચાલી ગઈ. સ્મૃતિ ચૂલા પાસે આવીને બેઠી. આ સંસારમાં આગ લાગી છે - મંગળ નથી, એ પોતે પણ સમજે છે!

માથાં ભારે છોકરાં - મરજી પ્રમાણે વર્તી રહ્યાં છે. વર્તવાદો! પિતાનો આ શ્લેષ પોતા પર હતો એમ સ્મૃતિને લાગ્યું. સ્મૃતિ મનથી હસી! નાલુ અને સ્મૃતિની તુલના? સ્મૃતિએ તો કદી આ સંસારની ક્ષતિ કરી નથી. તોય એ પોતાનું બલિદાન નહિ આપે? એમાં પિતાનો આટલો રોષ શા માટે? રસ્તો? રસ્તા તરફ જ તે જોઈ રહી છે! ઘરના કાર્યથી જે દિવસે પોતે ફારગ થશે, તે દિવસે.....

કદાચ આ અન્યાય હોય! પરંતુ અન્યાયની વચ્ચે જ પોતે માણસ બની છે; આવડી મોટી થઈ છે! આ સંસાર જોઈને જ એનું ચિત્ત આ સંસારથી વિમુખ થયું છે! દિવસ રાત આનો આ કલરવ, અશાન્તિ – સમવેદનાનું ક્યાંય ચિહ્ન પણ નથી! મૃગેન્દ્રની વાત યાદ આવી – એમ જ – એકાએક. બાપ નથી – માતા છે. આ વિયોગ વ્યથામાં માતાપુત્ર પરસ્પરને જોઈ ને કદાચ બેસી રહેશે! અહીં તો એનો પણ અભાવ છે!

સ્નાનથી પરવારીને સતીપદ જમવા બેઠાઃ બોલ્યા : " નાલુ આવ્યો ? "

" ના. "

" કોઈ બોલાવવા ન ગયું ? "

" ભીખુ ગયો હતો પણ ક્યાંય પત્તો ન મળ્યો. "

" એને ઘરમાં આવવા ન દઈશ! સીગરેટ ન પીવાની પ્રતિજ્ઞા કરે ત્યારે જ ઘરમાં દાખલ કરજે – સમજી બહેન! એની જવાબદારી તારા ઉપર મૂકું છું. છૂપાઈ ને કેટલા દિવસ રહે છે, જોઈ લઉં. "

" એને મારો જરા યે ભય નથી. "

" છતાં પણ એને સુધારવા માટે પ્રયત્ન તો કરવો જ રહ્યો. આજ મારે જવું છે, નહિ તો હું જ એને કહેત. તું એને કહીશને ? "

" કહીશ. " સ્મૃતિએ કહ્યું.

" અને હું આવ્યા પછી કડક હાથે કામ લઈશ. આ સંસાર સ્વાભાવિક ભાવે ચાલે છે કે નહિ, એ જોઈ લઈશ. ખોટી મમતામાં આંધળો નહિ બનું. " સતીપદે મક્કમ સ્વરે કહ્યું.

સ્મૃતિ સ્થિરભાવે બેસી રહી. ભોજન કરીને સતીપદે વિદાય લીધી. તે કહેતા ગયા: " પાછા આવતાં પાંચ સાત દિવસ લાગશે. બનશે તો મૃગેન્દ્રને સાથે લઈ ને આવીશ. "

એ વાગી ગયા હતા. નીચે ધમધમાટ કરતાં પગલાં સંભળાયાં.

સ્મૃતિએ સીવતાં સીવતાં કહ્યું: "જરા જોતો ગુપી, નાલુ આવ્યો લાગે છે."

ગુપી તરત નીચે જઈને આવ્યો અને ધીરે સાદે બોલ્યો: "ભાઈ માલીસ કરી રહ્યા છે."

સ્મૃતિએ નીચે આવીને કહ્યું: "આખો દિવસ ક્યાં હતો?"

નાલુએ કહ્યું: "બાંકુરપાડામાં – ત્યાં યાત્રા સાંભળતો હતો."

સ્મૃતિએ કહ્યું: "પછી ત્યાં ન રહી શક્યો?"

નાલુએ રોષથી કહ્યું: "ત્યાં કયા દુઃખે રહું? ત્યાં શું મારું ઘર છે?"

સ્મૃતિએ કહ્યું: "આ પણ તારું ઘર નથી. મનમાં ફાવે તેમ કરવું અને મરજી પડે ત્યારે આવવું!"

નાલુએ બહેન સામે જોયું: આંખમાં જ્વાળા હતી!

સ્મૃતિએ કહ્યું: "આ ઘરમાં રહેવું હોય, તો આ ઘરના નિયમ-કાનુન માનીને રહેવું પડશે. ન બની શકે તો ગમે ત્યાં સ્થાન શોધી લે!"

નાલુએ ડોળા ફાડતાં પૂછ્યું: "મારા પોતાના ઘરમાંથી મને કાઢી મૂકો છો!"

સ્મૃતિએ કહ્યું: "હું શા માટે કાઢી મૂકું? જેનું ઘર છે, એમણે મને કહ્યું છે."

નાલુએ કહ્યું: "કોણે બાપુજીએ?"

"હા. તારી ઉન્નતિનો પરિચય એમને મળી ગયો છે. સીગારેટ એમણે જોઈ છે. કહેતા ગયા છે: જો સીગારેટનો ત્યાગ ન કરી શકે તો અન્ય સ્થળે આશ્રય શોધી લેવો. આ ઘરમાં સીગારેટ નહિ પી શકાય..."

"પણ કોણે કહ્યું છે કે, હું સીગારેટ પીઉં છું?"

"મેં કહ્યું છે. તારા ઓસીકા તળેથી સીગારેટની ડબ્બી મળી છે. એ ડબ્બી કંઈ અલાદીનનું ફાનસ ઘસીને નહિ આવી ગઈ હોય!"

નાલુએ કહ્યું: "તેં મને કદી પીતાં જોયો છે?" નાલુનો સ્વર ઉગ્ર હતો – રૂપ રૌદ્ર હતું!

સ્મૃતિએ કહ્યું: "મારે જોવાની કશી જરૂર નથી. બાપુજી કહી ગયા છે, સીગારેટના ત્યાગની પ્રતિજ્ઞા કરીશ તો આ ઘરમાં રહી શકીશ. નહિ તો બાપુજી અહીં તને નહિ રાખી શકે."

અભિમાન અને રોષથી નાલુ લાલચોળ થઈ ગયો: બોલ્યો: "સારું, મારે અહીં રહેવાની જરૂર નથી. શું આવા બંધનો વચ્ચે રહેવું? મને શી પડી છે! બાપુજીને કહેજે, મારે માટે રહેવાની જગ્યાનો અભાવ નથી. યત્ન અને અન્ન બંને મળશે."

આટલું કહીને ખભા પર ચાદર નાખી નાલુ ધમધમાટ કરતો ચાલ્યો ગયો.

ગુપીએ કહ્યું: "મોટી બેન, ભાઈ રોષમાં ને રોષમાં ક્યાંક ચાલ્યા જશે તો?"

કલરવ સાંભળીને ખેંદી પણ આવી હતી. ખેંદીએ કહ્યું: ધીમેથી "ભાઈ તો નાહ્યો પણ નહિ!"

સ્મૃતિએ દૃઢ સ્વરે કહ્યું: "તમે બધાં શાંત રહો. રોગ ગંભીર બને એટલે દવા પણ આકરી જોઈએ. બહુ મિજાજી થઈ ગયો હતો!"

કહીને સ્મૃતિ પુનઃ પોતાના સ્થાને શાંતભાવે ચાલી ગઈ, અને સીવણ કામ લઈને બેઠી.

ખેંદીએ આવીને કહ્યું: "ભાઈ નવલકથા વાંચે છે, બેન! કાલે સાંજના વખતે ઓસરીમાં બેસીને વાંચતા હતા. મેં જઈને પૂછ્યું: કયું પુસ્તક છે ભાઈ? એટલે ભાઈએ પુસ્તક છૂપાવી દીધું. મેં એનું નામ જાણી લીધું છે."

" કયું પુસ્તક હતું ?"

" ચંદ્રશેખર."

"ભાઈ મોટો થયો છે, માટે વાંચે છે. તમે બધા આવડી ઉમ્મરે એવાં પુસ્તકો ન વાંચતા."

બેંદી મૌન ઊભી રહી. સ્મૃતિ સીવણકામ કરવા લાગી. થોડી વાર પછી બેંદીએ પૂછ્યું: "બાપુજી ક્યારે આવશે બેન ?"

"મને ખબર નથી."

"મૃગેન બાબુના પિતાશ્રીનું શ્રાદ્ધ થયા પછી જ આવશેને ?"

સ્મૃતિએ સીલાઈમાં નજર રાખતાં કહ્યું: "એ તો બાપુની મરજી. કશું કહી ગયા નથી."

પણ બેંદીને કશું ગમતું નહોતું. આ ઘરમાં રાત દિવસ પૂરાઈ રહેવું – રમત નહિ, ગમત નહિ, જીવનમાં કોઇ વૈચિત્ર્ય નહિ ! જ્યારે મન ભારે થઈ જાય, ત્યારે તે અગાશીમાં જઈને ઊભી રહેતી. ગંગામાં નૌકાઓ આવે જાય: લોકોની ભીડ, લોકોનો કલરવ અને હાસ્યનો મીઠો મેળ ! આ બધું હવામાં મળી જતું. એના સ્પર્શથી બેંદીનો પ્રાણ ઉદાસ રહેતો ! આ ઘર સિવાયનું સઘળું જાણે અજાણ હતું. પહેલાં આ ઘેર. તે ઘેર જઈ શકતી – દુનિયાના અવનવા કંઈક સમાચારો પણ જાણી શકતી, પણ નાલાયક નૃપેનના કાગળો પછી, એવો કડક જાપતો થયો છે કે, તેને આખા દિવસમાં બ્હારના જગતને પળ વાર જોવાનો પણ ઉપાય રહ્યો નથી ! મોટી બ્હેન આ દિવાલો વચ્ચે કેમ રહી શકે છે, એ વિચારીને તે આશ્ચર્ય પામતી. સારા નસીબે ઘરમાં અગાસી હતી અને અગાસીમાંથી ગંગાનો ઘાટ જોઈ શકાતો. નહિતો એ પાગલ બની જાત ! મોટી બ્હેને કદી એમ નથી કહ્યું કે 'આવ બેંદી તારો ચોટલો બાંધી દઉં, અથવા મારો ચોટલો ઓળી દે ! સુખદુ:ખની કોઈ વાત નહિ, કોઇ ઊર્મિ નહિ ! માત્ર ઘરનું કામ ! યંત્ર માફક હંમેશનું કામ કરી રહેલ છે !' બેંદીએ તો બીજાં પાંચ ઘર જોયાં છે: ત્યાં હાસ્ય, આનંદ અને વાતોમાં લોકો કેવા

દિવસો વિતાવે છે! તેથી જ આ ઘરનો ગંભીર અને આનંદરહિત ભાવ ખેંદીના પ્રાણને અસહ્ય જણાતો – તેમાંય ખાસ કરીને બહાર જવાની મનાઈ થઈ ત્યારથી તો ખેંદીને આ યાતના વધુ ગંભીર જણાતી.

સંધ્યા સમયે પડોશના એક છોકરાએ આવીને બૂમ મારી: "કાલી, ઓ કાલી..."

કાલી આવ્યો. છોકરાએ એના હાથમાં એક ચિઠ્ઠી આપી; અને તે એકદમ ચાલ્યો ગયો. કાલી ચિઠ્ઠી લઈને મોટી બહેન પાસે આવ્યો અને બોલ્યો: "ભાઈની ચિઠ્ઠી આવી લાગે છે, બેન! એમની કલબનો વીરૂ આવીને આપી ગયો."

સ્મૃતિએ કાગળ ખોલીને વાંચ્યો. એમાં લખ્યું હતું:

"હું સન્યાસી થઈને ચાલ્યો જઉં છું. હવે કદી ઘેર નહિ આવું. તમે સહુ ઈચ્છા પ્રમાણે સંસારમાં આનંદ કરો. મારી તપાસ કરશો નહિ."

ચિઠ્ઠી વાંચીને સ્મૃતિ સ્તંભિત થઈને ઊભી રહી. ત્યાર પછી ચિઠ્ઠીને સાડીના છેડે બાંધીને શાન્ત ભાવે બેસી ગઈ. ખેંદીએ કહ્યું: "શું લખે છે?"

સ્મૃતિએ કહ્યું: "નાલુ હવે ઘેર નહિ આવે."

સાંભળીને ખેંદીને આઘાત લાગ્યો. તે બોલી: "ક્યાં જશે? ક્યાં રહેશે?" એના બંને નયનો ભીનાં થયાં.

સ્મૃતિએ કહ્યું: "એ સ્વતંત્ર છે, એને રહેવાની જગ્યા ઓછી નથી."

ખેંદીએ કહ્યું: "પાસે કંઈ કપડાં નથી, માત્ર એક ચાદર... પહેરશે શું?"

સ્મૃતિએ મહાકષ્ટે નિશ્વાસ રોકીને કહ્યું: "મને તો એ કશું કહી ગયો નથી."

ગુપીએ કહ્યું: "એ લોકોની એક કલબ છે. બધા નાટક ભજવશે, પોષાક ખરીદશે! અત્યારે એ લોકો ફાળો કરી રહ્યા છે.

ભાઈતો નારદનો પાઠ લેવાના છે...ભગવા રંગના લૂગડાં પહેરીને. સમજી બેંદા ?"

બેંદાએ કહ્યું: "તું હવે મૂંગો રહે."

સંસાર ખળભળી ઊઠયો છે! સ્મૃતિ શૂન્યભાવે બેસી રહી. વ્યવસ્થા અને નિયમ રાખતાં આટલો વિરોધ! આટલાં દ્વંદ્વ! આ વિરોધ ઊભો કરવાનો પોતાને શો અધિકાર છે? તેણે ગુપીને કહ્યું: "ગુપી, તું નાલુને શોધી શકીશ?"

બેંદીએ કહ્યું: "ભાઈએ આ પ્રમાણે ચિઠ્ઠી લખીને અન્યાય કર્યો છે, બહેન."

સ્મૃતિએ એક નિશ્વાસ નાખીને કહ્યું: "ન્યાય કે અન્યાય એ વિચાર કરવા હું નથી ચાહતી. જેનો એ પુત્ર છે, એ એના માટે વિચાર કરશે. મારું કાર્ય કેવળ સેવા...બધાની જીવનયાત્રામાં કશી ખલલ ન પડે, એ છે!"

બેંદી અવાક થઈ ગઈ – બહેનની આવી શાંત મૂર્તિ તેણે કદી જોઈ નહોતી!

પણ નાલુ મળી શકયો નહિ. ગુપી બે ચાર કલાક ઘૂમીને આવ્યો. જ્યાં જ્યાં નાલુની બેઠક હતી ત્યાં ત્યાં તેણે તપાસ કરેલી. કોઈ કશા સમાચાર આપી શકયું નહિ!

સ્મૃતિએ સ્થિર નજરે ગુપી સામે જોતાં કહ્યું: "એના મિત્રો જરૂર જાણતા હશે! નાલુનું હૈયું એવું નથી કે દેશ છોડીને ચાલ્યો જાય!"

ગુપીએ કહ્યું: "સંધ્યા વખતે એ લોકોની કલબમાં જઈશ. કલબ છોડીને કયાં જશે?"

સ્મૃતિએ કહ્યું: "સંધ્યા વખતે જજે અને ભાઈને કહેજે કે ઘેર આવે. એની ઇચ્છામાં આવે એ પ્રમાણે રહે. હું એને કશું કહીશ નહિ!"

સ્મૃતિના સ્વરમાં ગાઢ અભિમાન હતું. મોટીબેનનો આવો સ્વર

ગુપીએ કદી સાંભળ્યો નહોતો. સ્મૃતિ પોતે પણ વિસ્મિત થઈ. આટલું કહીને તે તરત કામકાજ માટે ચાલી ગઈ.

સંધ્યા વખતે ગુપી કલબમાં ગયો, પણ ભાઈનો કશો પત્તો ન ખાધો. સ્મૃતિએ પડોશમાંથી મદન મુખરજીને બોલાવીને નાલુની ચિઠ્ઠી વંચાવી અને સઘળી વાત ટૂંકમાં કહી.

સાંભળીને મદન મુખરજીએ કહ્યું: "બપોરના હું ભદ્રકાળીમાં માછલાં પકડવા ગયો હતો, ત્યારે મેં એ તરફ બે જણને જોયેલા. વનમાળીના મકાન પાછળ એક મેદાન છે...ત્યાં ફુટબોલ રમાય છેઃ એ ટોળીમાં નાલુ પણ છે."

સ્મૃતિએ કહ્યું: "તમે એ ટોળીના છોકરાઓને ઓળખો છો મદનકાકા?"

મદને કહ્યું: "કદાચ ઓળખું. ધારીને જોયું નથી, બેટા. પણ નાલુને તો જોયો છે."

સ્મૃતિ "હં." કહીને વિચારવા લાગી.

મદને કહ્યું: "ત્યારે, હું પચુને કહી દઈશ, તપાસ કરશે. મળશે તો લઈ આવશે. તારા બાપુ ક્યારે આવવાના છે?"

"મને ખબર નથી."

"હું પચુને હમણાં જ કહીશ." કહીને મદનકાકા ચાલ્યા ગયા. પચુ મદનનો પુત્ર થાય, સુંદર જુવાન છોકરો, અહીંની રમતગમતની મંડળીનો એ સેક્રેટરી હતો.

ઘણી તપાસ કરવા છતાં પણ નાલુનો પત્તો ન મળ્યો. બે દિવસ પછી સમાચાર મળ્યા કે, ભદ્રકાળીની ટોળી સાથે તે ઢાકા ગયો છે – ફુટબોલનો મેચ રમવા! સ્મૃતિએ ચારે દિશાએ અંધકાર જોયો. અપરાધની શરમથી એ જાણે ઝંખવાઈ ગઈ.

પાંચ સાત દિવસ પછી સતીપદનો પત્ર આવ્યો. પત્રમાં સતીપદે શ્રાદ્ધક્રિયાના સમારોહનું વર્ણન કર્યું હતું, અને જણાવ્યું હતું કે: 'તારો દુરાગ્રહ દૂર કરીને મારા વિચાર પ્રમાણે ચાલીશ તો જ હું ઘેર પાછો

આવીશ. નહિતો આવડી મોટી વયે હું સંસારના કલહમાં નહિ પડું. મૃગેન્દ્ર તીર્થભ્રમણ માટે જવાનો છે, હું પણ રજા મગાવીને એની સાથે જઈશ. મારો સંસારતો તમે બધાં સંતાનો છો – તમે જો મારા કહ્યામાં ન રહો તો મારે શા માટે એ બંધનમાં પડવું જોઈએ? ખર્ચ માટે પૈસા નિયમિત મળતા રહેશે. તમે જ્યારે આટલાં સ્વતંત્ર બન્યાં છો, ત્યારે મારે ચોકી કરવાની કશી જરૂર હોય એમ મને નથી લાગતું!'

પત્ર વાંચીને સ્મૃતિ સજ્જડ થઈ ગઈ. ઘડીભર તેનામાં જાણે ચેતના ન આવી. ખરેખર પોતાનો કંઈક અપરાધ થયો છે, મોટો અપરાધ! નહિ તો ચારે દિશાએથી આવો વંટોળ શા માટે ઊભો થાય?

ખૂબ વિચાર કરીને બપોરના વખતે સ્મૃતિએ પિતાને પત્ર લખ્યો. પત્રમાં નાલુની વાત વિગતવાર જણાવી. પછી લખ્યું કે: 'આ સંસાર તમારો છે. હું તો આ સંસારની એક કડી છું! એટલે આ સંસારનો ભાર લેવા માટે હું રાજી નથી. શરીર ઉપર ગમે તે બળ-જબરી કે વિધિ – નિષેધ માનવા હું તૈયાર છું – પણ મન ઉપર એવો કોઈ વિધિ – નિષેધ હું સહી શકું નહિ. આટલા માટે કદાચ મારે ઘરનો ત્યાગ કરવો પડે, તો એમાં પણ મને આનંદ છે. ઉપસંહારમાં તેણે પિતા સમક્ષ વિનતિ કરી કે, 'એકવાર અહીં આવીને સઘળી વ્યવસ્થા કરી જાઓ.' તીર્થભ્રમણ કે આપને જે યોગ્ય લાગે તે આપ કરી શકો છો. મારા માટે તો હું એટલું જ કહી શકું કે, હું મોટી થઈ છું, સારાસારનું મને કંઈક પણ જ્ઞાન છે! સંસાર પ્રત્યે મને રુચિ નથી – અહીં હું માત્ર મારી માતાના અસહાય બાળકોની સંભાળ રાખવા માટે જ રહી છું. મારું દુઃખ ક્યાં છે, એ મા હોત તો સમજી શકત! આપને સમજાવવાની મારામાં શક્તિ નથી!'

સતીપદે કાગળ વાંચીને મૃગેન્દ્રના હાથમાં મૂક્યો. મૃગેન્દ્રે કાગળ

વાંચીને કહ્યું : "હજી સ્મૃતિનું મન છે ! એ મનને કોઈ રીતે આઘાત દેવો એ યોગ્ય નહિ ગણાય."

સતીપદે ચિંતા ભર્યા સ્વરે કહ્યું : "ભાઈ, તારા હાથમાં હું સ્મૃતિનો ભાર મૂકું છું. એના મનને તું પાછું વાળ. એના શુભાશુભનો સઘળો ભાર તારા હાથમાં મૂકીને હું નિશ્ચિંત થવા માગું છું. હું આ માટે કશું વિચારી શકતો નથી."

મૃગેન્દ્રે ઘડીક મૌન રહી, એક નિશ્વાસ નાખીને કહ્યું : "મારા મનમાં એમ થાય છે કે આપ બધા મારી સાથે આવો. હળતા મળતા રહેવાથી કદાચ સ્મૃતિના મનોભાવનું પરિવર્તન થાય...પણ નાલુનો પ્રશ્ન વિચિત્ર છે. એની તપાસ કરવી જરૂરી છે."

સતીપદે વિરક્ત સ્વરે કહ્યું : "એ છોકરો માથા ભારે છે. એની ઇચ્છામાં આવે ત્યાં જવાદો. હું માની લઈશ કે એ નથી, મરી ગયો છે !"

મૃગેન્દ્રે હળવું હસીને કહ્યું : "આ બધો આપનો જ અપરાધ છે ! એને આપ માર્ગ પર ન રાખી શકયા : હું વિચારું છું કે......"

સતીપદ પ્રશ્નભરી નજરે મૃગેન્દ્ર સામે જોઈ રહ્યા.

મૃગેન્દ્રે કહ્યું : "આપણે તીર્થભ્રમણ માટે જઈએ એ પહેલાં ત્યાં જઈ આવીએ. વ્યવસ્થા પણ કરી શકાશે, અને આપ સહમત થશો તો બધાં બાળકોને પણ સાથે લઈ શકાશે."

સતીપદે કહ્યું : "સારું, તને જે યોગ્ય લાગે તે તું કર, ભાઈ!"

૧૭

## સેવા—દળ

**સ્મૃ**તિએ વિરોધ કર્યો. તેણે સ્પષ્ટ કહ્યું : "હું આવી શકીશ નહિ—મારે આવવું નથી.

સતીપદ હારી ગયા.

મૃગેન્દ્રે કહ્યું : "તમે આવશો તો બધાં બાળકોને પણ આનંદ મળશે, બધાનાં શરીર પણ સારાં થશે."

સ્મૃતિએ કહ્યું : "આપ સહુને લઈ જાઓ ! હું નહિ આવી શકું."

મૃગેન્દ્રે કહ્યું : "અહીં એકલાં રહેશો ?...

એકલા રહેવાનો પ્રશ્ન કરતાં મૃગેન્દ્રના મનમાં ઘણા પ્રશ્નો જાગ્યા. તબિયત નરમ ગરમ બને, ચોર લૂંટારાનો ભય, એ ઉપરાંત સ્મૃતિની તરુણ વય ! મૃગેન્દ્રે કહ્યું : "...એમ તો ન બને."

"કેમ ન બને ?"

મૃગેન્દ્ર મૌન રહ્યો – એના મનમાં જે શંકાઓ જાગેલી તે ખુલ્લી રીતે કહી શકાઈ નહિ. સ્મૃતિએ પ્રશ્ન કર્યો : "હું નારી છું માટે ?"

મૃગેન્દ્રે ડરતાં ડરતાં કહ્યું : "હા..."

સ્મૃતિએ કહ્યું : "અર્થાત્ પુરુષને એકલું રહેવું હોય તો કશો વાંધો નહોય !" સ્મૃતિ હસી: બોલી: "આ આપની ગેરસમજ છે ! કોઈપણ પુરુષ કરતાં મારામાં સાહસ કે શક્તિ ઓછાં નથી."

મૃગેન્દ્રે કહ્યું: "છતાં..."

મૃગેન્દ્ર વધુ કંઈ ન બોલી શક્યો – પણ એની દ્રષ્ટિનો ભાવ સમજીને સ્મૃતિ બોલી: "મારી ઉમ્મર નાની છે, હું નારી છું, અને પાછું રૂપ...આ બધા વિચારો આવે છે ને? કોઈને એમ લાગે કે હું અસહાય છું...પણ કશો ભય નથી. આપતો મને ઓળખો છો! આપ સહુ નિશ્ચિંત મનથી જાઓ. હું એકલી અહીં બરાબર રહી શકીશ. આ ઘરની દિવાલોમાં મારી માતાના હજારો સ્મરણો ભર્યાં છે. એ દિવાલો વચ્ચે મને કોઈનો ભય નથી!"

મૃગેન્દ્ર સ્મૃતિને બરાબર સમજી શક્યો હતો. એકવાર 'ના' કહી એટલે એની 'હા' નહિ કરાવી શકાય. પરાજયનું કાળું ટીલું તાણીને ઝંખવાયા ચહેરે તે સતીપદ પાસે ગયો અને બોલ્યો: "કોઈપણ ઉપાયે સ્મૃતિ સમજી શકી નહિ!"

સતીપદનું મન સળગી ઊઠ્યું. ઘોઘરા સ્વરે તે બોલ્યા: "ચૂલામા જાય! કોઇના મોઢા સામે મારે જોવું નથી. મારા મોઢા સામે કોણે જોયું છે! આ બધાં વિફરેલ બાળકોના સુખની ચિંતા કરીને મારે આ અંધકારમાં શા માટે આથડી મરવું જોઈએ?"

રોષ, દુઃખ અને અભિમાનથી સતીપદનો કંઠસ્વર ગળગળો થઈ ગયો.

પણ ઉપાય શું? હંમેશાં પોતાના કામમાંજ સતીપદ મસ્ત રહ્યા છે–બાળકો મોટાં થયાં છે–માતા અને પિતાની હુંફથી બાળકોના મનમાં આવા બધા વિચારો કેળવાયા છે, એવું તે કદી જાણતા નહિ. એમના મનમાં જે સ્નેહ સમુદ્ર છે, એમાંથી એક બિંદુનો સ્પર્શ કરવા માટે પણ બાળકો કદી આવ્યાં નથી. બાળકોનું મોઢું જોઈને જ એમણે લાંબા દિવસો પસાર કર્યા છે. કોઈની તબિયત નરમ થાય એટલે દાક્તરને બોલાવ્યો છે. અને સેવાનો ભાર પત્નીના હાથમાં મૂકીને પોતે નિશ્ચિંત મને પૈસો ઉપાર્જન કરવા માટે દોડાદોડી કરી છે. બાળકો ક્યાંથી સમજે કે આ લોહીનું પાણી માત્ર એ લોકો

માટે હતું ! બાળકોએ તો માત્ર એમની નિર્લિપ્તતા જ નિહાળી છે. પણ એ નિર્લિપ્તતા પાછળ કેટલો ઉદ્વેગ, કેટલો આવેગ અને કેટલો પરિશ્રમ હતો, એ આ બાળકોને કોણ સમજાવે ? બાળકોના આ વિરોધ-કલરવમાં વારંવાર સતીપદની આંખ સામે એક પ્રિય ચહેરો તરવર્યા કરતો ! એ આજ હોત તો આ વિરોધ કદી જાગ્યો નહોત ! પણ એ જ્યારે નથી-ત્યારે આ બધું વિચારવાથી શો લાભ ?

તોપણ યાત્રાની તૈયારી થવા માંડી. જવા માટે સતીપદના મનમાં હોંસ રહી નહોતી. સૂન બનીને બેઠા હતા. હાથપગ હલાવવાની પણ ઇચ્છા થતી નહોતી. આમને આમ ભલે દિવસો ચાલ્યા જતા ! પણ મૃગેન્દ્ર છોડે એમ નહોતો. એનું તરૂણ મન આશાનો ત્યાગ કરી શકે એમ નહેતું. ઘેર પત્ર લખીને ત્યાંની વ્યવસ્થા તેણે બરાબર કરી લીધી. પ્રથમ જગન્નાથપુરી જવાનું નક્કી કર્યું. પોતે માને તેડીને કલકત્તા આવે અને ત્યાંથી બધાએ સાથે યાત્રા માટે નીકળી જવું, એમ તેણે ગોઠવ્યું.

જવાનો દિવસ પણ નક્કી થઇ ગયો. સવારે સ્મૃતિ પાસે જઇને મૃગેન્દ્રે કહ્યું : " તમે શું નહિ આવો ? સહુના મન ભાંગી નાંખવા એ શું યોગ્ય છે ? યાત્રા તો કંઇ સંસાર નથી ? "

સ્મૃતિએ મૃગેન્દ્રના સામે જોયું. મૃગેન્દ્રની દૃષ્ટિમાં શું હતું ? વેદના કે વિનતિ ? સ્મૃતિએ કહ્યું : " પરંતુ એમાં મન ભાંગી નાખવા જેવું શું હતું ? "

" આપ કદાચ એમ કહી શકો ! કારણ કે, અમારા મનનો સાચો પરિચય કરવાનું તમને કદી સૂઝ્યું નથી ! "

સ્મૃતિ મૌન રહી. કંઇક વિચાર કર્યા પછી તે બોલી : " સારું હું આવીશ. "

મૃગેન્દ્રને આ વાત પર વિશ્વાસ ન બેઠો: પ્રશ્ન ભરી નજરે તે સ્મૃતિ સામે જોઈ રહ્યો. સ્મૃતિએ કહ્યું : " શું તમારા મનમાં આ વાતનો વિશ્વાસ નથી બેસતો ? "

" ખરેખર, આવશો ?"

" હા. "

મૃગેન્દ્રનું મન આનંદથી ભરાઈ ગયું. તે બોલ્યો: "ઘણું સારું થયું. સમુદ્ર જોયો છે – જળનો અગાધ વિસ્તાર ? જાણે મુક્તિનો ઉચ્છવાસ ! સંસારની બંધિયાર હવાથી આપનું મન હાંફી ગયું છે, ત્યાંનું આ દ્રશ્ય મનને સાર્થક કરશે, જો જો આત્માને ખૂબ આરામ મળશે." કહીને તેણે સ્મૃતિ સામે જોયું. તેણે ધાર્યું હતું કે સ્મૃતિના ચહેરા વર આશાની ચમક રમતી હશે ! પણ તે વિસ્મિત થયો. ચહેરા પર કશું પરિવર્તન નહોતું. સ્થિર – અકંપિત – અવિચલ અને અગમ્ય ભાવ મોઢાપર રહ્યો હતો ! એનું હૃદય કંપી ઊઠયું. હાય પાષાણી, એ પાષાણમાં શું કોઇ દિવસ પ્રાણનો સંચાર થઈ શકશે નહિ !

મૃગેન્દ્રે કહ્યું: "ત્યારે હું તો જઉં છું. સહુની ટિકિટ લઈ રાખીશ. મારો માણસ ટેકસી લઈને આવશે. એ ટેકસીમાં આપ સહુ હાવરા આવજો. ડબો રીઝર્ડ થઈ ગયો હશે. વળી પાછો વિચાર ન ફેરવશો, એટલું હાથ જોડીને કહું છું !"

સ્મૃતિએ કહ્યું: "આવવાનું જ્યારે કહ્યું છે, ત્યારે એમાં કશો ફેરફાર નહિ થાય."

"સારું !" મૃગેન્દ્રે સ્મૃતિ સામે ફરીવાર જોયું. એનોએ અવિચલ ભાવ...છતાં પણ એ વદન પર કેટલો મોહ છે !

બેંદીએ પિતા પાસે જઈને કહ્યું: "આપણા ગયા પછી કદાચ ભાઈ ઘેર આવશે તો ?"

સતીપદે કહ્યું: "એને આવવાની જરૂર નથી. જ્યાં છે ત્યાં તે આરામથી રહેશે."

ત્યારપછી યથાસમયે હાવરા, અને ટ્રેનમાં બેસીને વળતે દિવસે બધા પુરીમાં આવ્યા.

મૃગેન્દ્રની મા દાક્ષાયણી દેવી...આટલા શોક વચ્ચે પણ

એમનામાં માયા મમતાનો અંત નહોતો! સ્મૃતિને હૈયા સરસી લઈને તે બોલ્યાં: "બેટા, તું ખૂબ વહાલી લાગે છે. તને જોઈને મને મારી મા યાદ આવે છે."

સ્મૃતિ હળવું હસી – કશું બોલી નહિ.

મકાન સાગર કિનારે હતું. બે મજલા હતા. દાક્ષાયણી દેવીએ બે ઓરડા બતાવીને સ્મૃતિને કહ્યું: "આ બે ઓરડા તમારા. અમે મા દિકરો વચલા ઓરડામાં રહીશું."

સ્મૃતિએ કહ્યું: "ના મા..."

માનો પોકાર કરતાં એનું હૃદય કંપી ઊઠ્યું. એ દુઃખીની મા... એના કરુણ નયનો! ત્યારે શું કહેવું? આટલા સ્નેહ પછી મા સિવાય કશું કહી શકાય નહિ. આ સ્નેહથી માતાનું સ્મરણ મનમાં વારંવાર જાગી ઊઠે છે.

સ્મૃતિએ કહ્યું: "આ એક જ ઓરડામાં અમારો સારી રીતે સમાવેશ થઈ જશે, મા."

દાક્ષાયણી દેવીએ હસીને કહ્યું: "શું હાથ પગ સંકોરીને રહેવું છે?"

સ્મૃતિએ કહ્યું: "એક ઓરડો ઘણો છે. મારા બાપુજી તો નીચે રહેવાનું કહેતા હતા."

દાક્ષાયણી દેવીએ કહ્યું: "એમ ન બને, દીકરી. હું સંતોષ કેવી રીતે પામું? મૃગુ પણ કેવી રીતે રાજી રહે? એ બંદોબસ્ત મેં બરાબર કર્યો છે. સારું, મૃગુ તારા બાપુ સાથે રહેશે, એક બે બાળકો પણ એમની સાથે રહી શકશે. તું, બેંદી અને નાના બાળકોને લઈ આ તરફના ઓરડામાં..."

"સારું."

એમ જ થયું. જીવનમાં કંઈક વૈચિત્ર્ય ઊભરાયું. સ્મૃતિ આખો દિવસ પોતાની જાતને ઘરકામમાં પરોવી રાખવા માગતી: દાક્ષાયણી

વિરોધ કરતાં, કહેતાં : "ના બેટા, એમ તે બને ! સાથે માણસો છે ને તારે શા માટે કરવું જોઈએ ?"

સ્મૃતિએ કહ્યું : "મને ગમે છે."

"એ બધું કામ ઘેર જઈને શોભે. અહીં તો યાત્રાનું ધામ છે. દર્શન કરવા જવાનું, સમુદ્ર જોવા જવાનું...એ બધું કંઈ આપણા ઘેર નથી હોતું !"

સ્મૃતિએ કહ્યું : "એમાં કેટલો સમય જવાનો, મા ? હું જ સઘળું કરીશ. આપની રસોઈ પણ..."

દાક્ષાયણી દેવીએ સ્મૃતિ સામે જોઈને કહ્યું : "આપણા દેશનો નિયમ છે : વિધવાએ પોતાના હાથથી જ હવિષ્યાન્ન તૈયાર કરી લેવું જોઈએ. ગળે ન ઉતરે છતાં પણ મોઢામાં મૂકવું જોઈએ. આ કેવડું મોટું પાપ...!" દાક્ષાયણી દેવીએ એક નિશ્વાસ નાખ્યો. ત્યારપછી કહ્યું : "...તારા હાથની રસોઈ જમવામાં મને કશો બાધ નથી, દિકરી. પણ તું બાળક છે, મારા ખાતર શા માટે કષ્ટ વહોરવું જોઈએ ? એ કાર્ય હું જ કરી લઈશ..."

સ્મૃતિએ લાડભર્યા સ્વરે કહ્યું : "ના મા ! દયા કરીને એટલો ભાર મને આપો."

મૃત્યુની વાત માના હૈયે ચડી. હસીને દાક્ષાયણી દેવીએ કહ્યું : "સારું, તું ભાર લે મા. જે કંઈ થોડા દિવસ રહ્યા છે, એ થોડા દિવસોનો ભાર તું જ લે ! મને પણ આથી દુઃખમાં સાંત્વન મળશે."

આ શબ્દો પાછળ કંઈક ઇશારો હતો : સ્મૃતિ એ સમજી ગઈ. એનું વદન લાલ થઈ ગયું, પણ એ બની શકે એમ નથી. એવી કોઈ આશા પણ સ્મૃતિએ હૈયામાં કદી સંઘરી નથી.

સ્મૃતિને નિરુત્તર જોઈને દાક્ષાયણી દેવીએ કહ્યું : "તું મને છોડવાની નથી : સારું, મારો ભાર તું લઈ લે. આજ બધાએ વહેલાં તૈયાર થવાનું છે. મૃત્યુ કહેતો હતો કે આજ ચક્રતીર્થ જોવા જવાનું

છે. ત્યાં એક મઠ છે. એ મઠમાં સંધ્યા સમયે ઉત્સવ થાય છે. આસપાસ ઘડીક ફરીને સમયસર મઠમાં પહોંચી જઇશું."

"સારું." કહીને સ્મૃતિ અવિચલ ચહેરે કાર્ય પૂરું કરવા ચાલી ગઈ.

દાક્ષાયણી એના સામે એક ધ્યાને જોઇ રહ્યાં. આટલી માયા – મમતા – છતાં ય છોકરીની આ કેવી ધનુર્ભંગ જેવી પ્રતિજ્ઞા! પણ નહિ, એ સંબંધી એક પણ વાત ઉચ્ચારવાની નથી – મૃગુને વચન આપ્યું છે. માટે. નહિ તો એમની ઇચ્છા હતી કે સ્મૃતિને બે ઘડી પાસે બેસાડી, સનાતન સત્ય સંબંધી આલોચના કરવી, અને એને સમજાવવું કે શું પુરુષ, શું નારી સહુનો આશ્રય કેવળ સંસાર જ છે! સંસારમાં જ મનની સાચી તૃપ્તિ છે! દુઃખ – શોક, જરા – મરણ એ સહુની પાછળ સાંત્વના અને આરામ પણ ઓછો નથી!

ભોજન કર્યા પછી મૃગેન્દ્રે બે ટેકસી બોલાવી. દાક્ષાયણી દેવીએ કહ્યું: "ચાલો બધા..."

સ્મૃતિએ કહ્યું: "ગાડી શા માટે, મા?"

મૃગેન્દ્રે કહ્યું: "ચક્રતીર્થ શું નજીક છે? ગાડી નહિ હોય તો કષ્ટ થશે..."

દાક્ષાયણી સામે જોઈને સ્મૃતિએ કહ્યું: "તીર્થમાં આવીને શું આરામ શોધવો જોઈએ મા? સાગર કિનારે ફરતાં ફરતાં જઈએ તો...?"

મૃગેન્દ્રે કહ્યું: "બપોરના વખતે તપેલી રેતી પર ચાલવું અશક્ય છે!"

દાક્ષાયણીએ કહ્યું: "મૃગુએ સમજીને જ વ્યવસ્થા કરી હશે! નાનો બચુ તો સૂઈ ગયો છે. કૌશલ્યા રહેશે, એને સંભાળશે. એને માટે ખાવાનું રાખતી જજે – બાળકોની સાચવણીમાં કૌશલ્યા કુશળ છે. બાળકો પ્રત્યે એને પ્યાર પણ ઘણો છે."

બધા બહાર નીકળ્યા. પુરીના સીમાડે ચક્રતીર્થ. ટેકસીમાંથી ઉતરીને બધા સાગરતીરે ચાલવા માંડ્યા. ચમત્કારિક દૃશ્ય!

ઉત્તાલ તરંગો પ્રકાંડ તિમિર માફક ઊછળીને કિનારા પર પછડાય છે. કિનારા પર સૂર્યના તાપથી તપેલી રેતી ચાંદી માફક ચમકી રહી છે. એક પત્થર પાસે એક રોગી પડેલો છે – એની સેવા ભગવા વસ્ત્ર પહેરેલો એક તરુણ બંગાળી કરી રહ્યો છે.

સતીપદ અગ્રસર થઈને એ તરફ ગયા. બંગાળીને પ્રશ્ન કર્યો : "શું થયું છે?"

બંગાળીએ કહ્યું : "કોઈ વિદેશી યાત્રાળુ લાગે છે. ગાડીમાં જ તબિયત બગડેલી. એના સાથીદારો એનો ત્યાગ કરીને ચાલ્યા ગયેલા. બિચારો એકલો છે! હું અને મારો સાથી આને અહીં લાવ્યા છીએ. થોડે દૂર અમારો આશ્રમ છે. ત્યાં સુધી લઈ જવાની અમારામાં શક્તિ ન રહી, એટલે મારો સાથી આશ્રમમાંથી બીજા લોકોને બોલાવવા ગયો છે. હું અહીં બેઠો છું."

સતીપદે પ્રશ્ન કર્યો : "શું દરદ છે?"

તરુણે કહ્યું : "એ ખાસ ખ્યાલ નથી. બેભાન સ્થિતિમાં છે. આ ટ્રેનમાં અમે પણ આવ્યા છીએ. સ્ટેશન પર ઉતર્યા તો, આ હકીકત જોઈ."

સતીપદે કહ્યું : "રેલ્વેના દવાખાનામાં શા માટે આ દરદીને ન મોકલ્યો?"

તરુણે કહ્યું : "દક્ષિણી બ્રાહ્મણ લાગે છે...એ લોકો બહુ ચુસ્ત હોય છે. એના સાથીદારોએ કહ્યું કે, દવાખાનામાં જશે તો વટલાશે. તેથી અમારા આશ્રમમાં લઈ જવાનું અમે યોગ્ય ધાર્યું!"

સતીપદે કહ્યું : "જાતની રક્ષા માટે આટલી અધમતા! અને સાથીદારો છટકી ગયા? છટકી જવું એ કદાચ ધર્મ હશે!"

તરુણ હળવું હસ્યો.

સતીપદે પ્રશ્ન કર્યો : "આપનો કયો આશ્રમ?"

તરુણે કહ્યું : "સેવાદળ. કોઈ વિપત્તિમાં હોય ત્યારે એને સહાય કરવી એ અમારું વ્રત છે."

સતીપદે કહ્યું : "વાહ! આશ્રમમાં આપ સહુ કેટલા છો ?"

તરુણે કહ્યું : "સાત જણ. અમારી આર્થિક સ્થિતિ ઘણી નબળી છે. હરદ્વાર, પુરી, કાલીઘાટ અને ચંદ્રનાથમાં અમારા આશ્રમો છે. ચાર આશ્રમમાં અમે માત્ર બત્રીસ જણ છીએ."

સતીપદે કહ્યું : "કોઈએ લગ્ન કર્યાં છે કે નહિ ?"

"ના. અમારા આશ્રમમાં લગ્નનો નિષેધ છે."

અત્યાર સુધી શી વાતો થાય છે, એ જાણવા માટે મૃગેન્દ્રને કૌતૂહલ થયું. મૃગેન્દ્ર પાસે આવીને ઊભો રહ્યો! સતીપદે સંક્ષેપમાં સઘળી હકીકત જણાવીને કહ્યું : "ઘણું સરસ કાર્ય છે! બધા નવજવાનો છે...સાંભળીને મને ખૂબ શ્રદ્ધા થઈ છે."

મૃગેન્દ્રે કહ્યું : "અમે કંઈ સહાય કરી શકીએ ? કહો તો, આને આપના આશ્રમમાં પહોંચાડવા માટે..."

સ્મિત ભરી નજરે મૃગેન્દ્ર સામે જોઈને તરુણે કહ્યું : "અમારા માણસો હમણાં જ આવી પહોંચશે."

મૃગેન્દ્રે કહ્યું : "ઔષધ વગેરેની કંઈ વ્યવસ્થા છે ?"

તરુણે કહ્યું : "જી હા. અમારા દરેક આશ્રમમાં એક એક દાક્તર છે."

"દાક્તર! પગારદાર દાક્તર ?"

તરુણે કહ્યું : "ના. આમારા દળનાજ એ સેવક છે."

સતીપદે કહ્યું : "પાસ થયેલા ? દાક્તરી પાસ કરીને પાર્થિવ સુખનો લોભ જતો કરી આવું વ્રત ધારણ કર્યું છે ?"

તરુણે મૃદુ હાસ્ય સહ કહ્યું : "આ અમારા માણસો આવી રહ્યા છે."

મૃગેન્દ્રે જોયું તો, ભગવાં વસ્ત્રો પહેરેલાં ચાર બંગાળી તરુણ આ તરફ આવી રહ્યા હતા. મૃગેન્દ્રે કહ્યું : "આપનો આશ્રમ જોવાની અનુમતિ મળશે ?"

તરુણે હસીને કહ્યું: "આનંદથી."

મૃગેન્દ્રે કહ્યું: "આપની સાથે અત્યારે આવી શકીએ? મારા મનમાં ખૂબ શ્રદ્ધા થાય છે...આ પ્રચંડ કોલાહલ અને તુમુલ નાદ વચ્ચે આપ સહુએ શાંત મન સાથે નિર્જનમાં રહીને આવું વ્રત અંગિકાર કર્યું છે, એ તો કલ્પનાથી પણ પર છે!"

તરુણે કહ્યું: "એ બધાં મોટાં કાર્યો કરવાની યોગ્યતાનો અમારામાં અભાવ હોવાથી, અમે કેટલાક યુવાનો દેશનું આ નાનું કાર્ય લઈને પડયા છીએ."

સતીપદે કહ્યું: "આ નાનું કાર્ય ન કહેવાય!"

મૃગેન્દ્રે કહ્યું: "અમારી યાત્રા આજે સાર્થક થઈ!"

૧૮

# પાષાણ

કામકાજ પતાવીને સ્મૃતિ બીજા મજલાની ઓસરીમાં બેઠી હતી. સામે નીલસાગરનો વિપુલ વિસ્તાર: ચંદ્રના કિરણો સાથે જાણે નૃત્ય થઈ રહ્યું છે! સ્મૃતિના નયનો સામે સેવાશ્રમના તરુણ સેવકોની છબી તરવરી રહી હતી. એ તરુણોના ચહેરા પર પ્રસન્નતા હતી: દુઃખ કે વિરક્તિનું કોઈ ચિહ્ન નહોતું. સાવ અજાણ્યા રસ્તાના ભિખારીને પણ એ લોકો પોતાનો માની સેવાશ્રમમાં લઈ આવતા – અને એની સેવા કરતા. એ તરુણ સેવકોનું મન કેવા મહાન મનનો પરિચય આપી રહ્યું છે!

બિછાના પર સૂઈ રહેલો મૃગેન્દ્ર પુસ્તક વાંચી રહ્યો હતો – પણ પુસ્તક ગમતું નહોતું. મન વચ્ચે કોઈ સેના ધમધમાટ કરતી આવ જા કરી રહી હતી! મૃગેન્દ્ર પુસ્તક મૂકીને સાગર કિનારા તરફની ઓસરીમાં આવ્યો. સ્મૃતિ! તે ચમકી ઉઠયો: બોલ્યો: "સાવ મૌન બનીને બેઠી છે! સૂઈ રહેવા નથી ગઈ?"

"ના."

મૃગેન્દ્રે કહ્યું: "ખૂબ સુંદર દ્રશ્ય છે. હું પુસ્તક વાંચતો હતો, પણ મને ગમ્યું નહિ. ઉંઘ પણ નહોતી આવતી, એટલે બહાર આવ્યો. મને કલ્પના પણ નહોતી કે, તું અહીં બેઠી હઈશ!"

કહીને મૃગેન્દ્રે સ્મૃતિ સામે જોયું. આટલી જ કેફિયત! એને ભય થયો: કદાચ સ્મૃતિને એમ લાગે કે પોતે અહીં બેઠી છે એ જોઈને મૃગેન્દ્ર અહીં આવેલ છે-કદાચ વાતો કરવાના લોભથી! એ લોભ નહોતો, એમ નહોતું. તરુણ મન-તે સિવાય સ્મૃતિનો આ કઠિન નિષેધ-મૃગેન્દ્રને વધુ આકર્ષી રહેલ! સ્મૃતિના વિમુખ અને કઠણ ચિત્તનો વિજય કરવાની વાસના, તેના મનમાં રહેલી સઘળી વાસનાઓને દાબી રહી હતી! પણ ભિખારી માફક કે વિનતિ લઈ ને તે સ્મૃતિના હૃદયદ્વાર પાસે ઊભા રહેવાનું ઇચ્છતો નહોતો. તેણે નક્કી કર્યું હતું કે: બહારથી પોતે પણ કઠિનતા વ્યક્ત કરશે.

સ્મૃતિ કશું બોલી નહિ. મૃગેન્દ્રની આંખ સામે જ્યોત્સનાની રૂપરંગી છાબ ઝાંખી જણાવા લાગી. તેણે કહ્યું: "જરા ફરી આવું ...સમુદ્રના કિનારે કિનારે ચક્રતીર્થ સુધી..."

પોતાના મન સાથે કરેલી આ વાત સ્મૃતિ પણ સાંભળશે, એવું તેણે જાણેલું, અને જાણે એટલા માટે જ આ શબ્દો કહેલા.

છતાં પણ સ્મૃતિ અવિચલ! જરાય ચંચળ ન બની, મૃગેન્દ્ર સામે નજર પણ ન કરી.

મૃગેન્દ્રનો ઉદ્દેશ સફળ ન થયો. તેણે ધાર્યું હતું કે, આ સાંભળીને સ્મૃતિ કહેશે કે: હું પણ આવું છું. સ્મૃતિના ચિત્તથી મૃગેન્દ્ર જરા પણ અપરિચિત નહોતો. પોતાના સંકલ્પની વાત સાંભળવા છતાં સ્મૃતિ અવિચળ રહી: એ જોઈ ને મૃગેન્દ્રનો ફરવા જવાનો ઉત્સાહ મરી ગયો. પણ સંકલ્પ જાહેર કર્યા પછી, બહાર ન જવું એ સારું ન કહેવાય, એટલે તે સ્મૃતિ સામે જોઈને ઊભો રહ્યો.

પણ પુતળાં માફક આમ જોઈને ઊભું રહેવું-એ તો વધારે વેદનાજનક છે! એટલે મૃગેન્દ્રે બહાર જવા માટે દાદર તરફ પગલાં ઊપાડ્યાં.

સ્મૃતિ તો આરસના મનોરમ પુતળાં માફક ઓસરીમાં એમને એમ બેસી રહી. નીચેથી મૃગેન્દ્રનો અવાજ સંભળાયો. નોકરને

બોલાવીને મૃગેન્દ્રે કહ્યું: "દરવાજો બંધ કરીને તું સૂઈ રહેજે. હું ક્યારે પાછો ફરું એ ચોક્કસ નથી! મને સારું લાગશે તો સાગરની રેતી પર જ રાત વિતાવીશ. તું નિશ્ચિંત બનીને સૂઈ રહેજે...સમજ્યો?"

ઉત્તરમાં નોકરે શું કહ્યું એ સંભળાયું નહિ: પણ મુખ્ય દરવાજો બંધ થયાનો પ્રબળ અવાજ શાંત વાતાવરણને ઘૂમળતો ગયો!

મૃગેન્દ્ર કોઈ દિશા સામે ન જોતાં, સીધો સાગર કિનારાની રેતી પર આવીને બેઠો. ચાંદનીની રૂપછબી ચારે તરફ હાસ્ય વેરી રહી હતી! સાગરજળમાં એ પ્રચંડ કલરોલ નથી, જાણે નિદ્રાપ્રદ સ્વરથી વિશ્વને પોઢાડી રહેલ છે! સાગરના અધર પર હાસ્યનો મીઠો ઉચ્છવાસ હતો! મૃગેન્દ્રે ધારી ધારીને જોયું: જાણે કરુણ રાગિણીનો સમુહ! તેનું હૃદય વેદનાથી ભરાઈ ગયું.

મૃગેન્દ્રના મનમાં અભિમાન જાગ્યું – ભલે એ ન ચાહે, સારું. પણ મમતા યે નહિ? જરા જેટલીયે? શરીરના પ્રત્યેક અંગો લઈને સંસારના ચક્રને નિયમિત ફેરવી રહી છે – કોઈના આહાર વિહારમાં જરા જેટલીયે અડચણ ન આવે, એ તરફ પ્રતીક્ષણ ઝીણી દ્રષ્ટિ છે, જરાયે શૈથલ્ય નથી, કંટાળો નથી...અને મનનું કમાડ શું હંમેશાં બંધ રાખીને રહેશે? એકાદ વાત, એકાદ હાસ્ય માટે મૃગેન્દ્રનું મન વ્યાકુળ બનેલું છે – એ દિશા તરફ એની નજર પણ નહિ પડે? માત્ર બંને હાથે કાર્ય અને સેવા કરીને પોતાને જીવાડી રહી છે! હાય નારી, તારા એ બંને હાથની સેવા જેને જોઈતી હોય તે ભલે લ્યે, મૃગેન્દ્રને એ નથી જોઈતી! એ તો ચાહે છે એક દરદ ભરી દ્રષ્ટિ, નારીના હૈયામાં યુગ યુગાન્તરથી જે કરુણતાનો ધોધ વહી રહ્યો છે – એ અમૃત મય ધોધમાંથી માત્ર બે ચાર બિન્દુનો જ મૃગેન્દ્ર પિયાસી છે – ભિખારી છે. બળપૂર્વક એ ધારાને સ્મૃતિ મૃગેન્દ્ર તરફ વાળતી રોકી રહી છે! આવું પાષાણ હૃદય કેવી રીતે ઘડયું! મૃગેન્દ્રે વિચાર્યું: આ યાત્રા મિથ્યા છે, મિથ્યા છે આ સાહચર્ય, ઘેલું મન લઈને

આશાની નૌકા પર બેસી જીવનસાગરમાં વિચરવું એ પણ મિથ્યા છે! શું નારી આટલી પાષાણ હશે?

ગંભીર સાગરના હૈયા પર મૃગેન્દ્ર પોતાના તપ્ત પ્રાણની વાસનાને વહેવડાવવા માંડયો. એ વાસના પણ આ સાગર જેવી કિનારા વગરની– જેની સીમા નથી, જેનો અંત નથી!...મૃગેન્દ્રની આ વાસના જાણી લઈને જાણે સાગરે સમવેદના વ્યક્ત કરવા ખાતર પોતાના તરંગોમાં વધુને વધુ કરુણ સૂર પૂર્યા!

આમને આમ કેટલો સમય ચાલ્યો ગયો – એ તરફ મૃગેન્દ્રનું લક્ષ્ય નહોતું. એકાએક તેણે કિનારાના વિશાળ પટ તરફ જોયું તો, કોઈનો પાલવ પવનમાં ઊડી રહ્યો હતો. અસ્પષ્ટ છાયા – મૂર્તિ...દૂર કોણ છે? મૂર્તિ કંઈ અચળ નથી : ત્યારે? તેનું મન એક જ પળમાં દર્દ ભૂલીને આશાના પ્રકાશે પ્રદીપ્ત બન્યું : સ્મૃતિ આવતી લાગે છે!

મૃગેન્દ્રનું અનુમાન સાચું હતું. સ્મૃતિ જ આવતી હતી – એની ગતિ અતિ ધીરી હતી...જાણે ઝંકડાયેલી! મૃગેન્દ્ર ઉઠીને ઊભો થયો અને ધીરે પગલે સ્મૃતિ તરફ લક્ષ્ય રાખીને જવા માંડયો.

છાયામૂર્તિ ધીરે ધીરે નજીક, વધુ નજીક...અસ્પષ્ટતા દૂર કરીને સ્પષ્ટ રૂપે આંખ સામે ખડી થઈ. સ્મૃતિ! પણ કેવી ઉદાસ પ્રતિમા!

મૃગેન્દ્રે કહ્યું : "સ્મૃતિ!"

સ્મૃતિએ કહ્યું : "ઘેર ચાલો."

મૃગેન્દ્રે કહ્યું : "ઘેર?"

"હા." સ્મૃતિનો સ્વર અકંપિત હતો.

મૃગેન્દ્રે કહ્યું : "આ તરફ નજર કર, આ દ્રશ્ય છોડીને ઈંટ પથ્થરની દિવાલો વચ્ચે જવા કોની ઈચ્છા થાય? આ અપાર સમુદ્ર અને આ અસીમ જ્યોત્સના ધારા..."

સ્મૃતિએ કહ્યું : "કોઈ બીજા દિવસે એ બધું જોજો – આજ નહિ."

"આજ શા માટે નહિ?"

"આજ તમે અભિમાન કરીને આવ્યા છો, માટે."

અભિમાન! ત્યારે તો સ્મૃતિના ચિત્ત પર એ સ્પર્શ કરી શકેલ છે! મૃગેન્દ્રે કહ્યું: "અભિમાન શેનું? મારે વળી કોના ઉપર અભિમાન કરવાનું હોય?"

આ પ્રશ્ન પર જરાયે લક્ષ્ય ન આપતાં સ્મૃતિએ કહ્યું: "ઘેર ચાલો."

મૃગેન્દ્રે કહ્યું: "એ કરતાં તું પણ આ સાગર કિનારે બેસ, સ્મૃતિ...આ અસીમ સૌન્દર્ય સામે દ્રષ્ટિ કર. આ પૃથ્વી પણ આટલી જ સુંદર છે!"

છતાં ય સ્મૃતિ અવિચલ હતી. એવા ને એવા અકંપિત સ્વરે તે બોલી: "ઘેર ચાલો."

મૃગેન્દ્રનું અભિમાન જાણે ભભકી ઊઠયું: એના મનમાં થયું: ત્યારે આ કંઈ દરદ નથી, માયા નથી...મનમાં વેદના થઈ છે, મૃગેન્દ્ર ઘરમાંથી ચાલ્યો ગયો છે, અને એ અભિમાન પોતા પર છે, તેથી જ પોતાનો આ અપરાધ ધોવા માટે મૃગેન્દ્રની તપાસ કરવા આવેલ છે!

અશાન્તિનું નિવારણ કરવા અને આત્મગ્લાનિમાંથી મુક્ત થવા અત્યારે મૃગેન્દ્રને ઘેર લઈ જવા તે આવી છે!

મૃગેન્દ્રે કહ્યું: "હું નહિ આવું! શા માટે આવું? તેં શું કદી મારા મન સામે દ્રષ્ટિ કરી છે કે, આજ તારા મનમાં જાગેલી અશાંતિને દૂર કરવા, તારા કહેવાથી હું ઘેર આવું? ના, હું નહિ આવું. આવતી વખતે મેં તને જણાવ્યું હતું કે: જરા ફરી આવીએ. તું ન આવી! ત્યાર પછી હું ચાલ્યો આવ્યો. તારા મનમાં વેદના જાગી એટલે મને બોલાવવા આવી છે?" કહેતાં કહેતાં મૃગેન્દ્રનો સ્વર વેદનાથી કંપી ઊઠયો. ધીરે ધીરે અશ્રુની વરાળથી ગળગળો થઈ ગયો.

સ્મૃતિએ એ જોયું. તેણે કશો ઉત્તર ન આપ્યો; આરસની પ્રતિમા માફક અચળ ભાવે ઊભી રહી.

મૃગેન્દ્રે એ પાષાણ મૂર્તિ સામે જોયું. સ્મૃતિના નયનોમાં ઉદાસ દ્રષ્ટિ હતી! સીમાહીન સાગર વિસ્તાર તરફ ઢળેલી! જ્યોત્સનાના પ્રવાહમાં એની મૌનતા કેટલી મનોરમ લાગે છે! છતાં આ ઉદાસ વેશ! મૃગેન્દ્રનો પ્રાણ ચંચળ બન્યો: .મૃગેન્દ્રે કહ્યું: "તું સેવા અને પરિચર્યામાં એટલે ઉંચે બેઠી છે કે, અમે મૃત્યુ લોકના માનવી તારો પાર પામી શકતાં નથી. મારી એક જ વિનતિ છે...અતિ ક્ષુદ્ર એક જ વિનતિ છે...

સ્મૃતિ કશું બોલ્યા વગર ઉદાસ નજરે મૃગેન્દ્ર સામે જોઈ રહી—એ દ્રષ્ટિમાં કૌતૂહલનું કોઈ ચિહ્ન નહોતું.

મૃગેન્દ્રે કહ્યું: "કૃપા કરી માનવી બનીને માત્ર એક વાર તું આ મલિન મૃત્યુલોક પર આવ. આવીને આ માણસોના મનની વેદના—વ્યથા, અભાવ-ફરિયાદ, એની સામે દયા ભરી નજર કર. તારું દૈવીત્વ એથી જરાયે પામર નહિ બને...એથી તો માણસ પ્રાણ પામીને ધન્ય બનશે. આ પાષાણની નીચે મન જેવી એક ચીજ રહેલી છે એ જાણીને સહુ કૃતાર્થ થશે.

મૃગેન્દ્રે ઉત્સુક નજરે સ્મૃતિ સામે જોયું: સ્મૃતિ એવીને એવી અચળ હતી. મૃગેન્દ્રે કહ્યું: "દિવસે દિવસે તું તારા મન ફરતો પાષાણનો જે કિલ્લો રચી રહી છે, એ હવે આકાશ ભેદી બની ગયો છે! શા માટે આમ કરીને તારી જાતને પાષાણ દુર્ગમાં બંદિવાન બનાવી રહી છે! શું નર લોકમાંથી કોઈ ત્યાં પ્રવેશ કરી શકશે નહિ? કોઈના સામે તારી દ્રષ્ટિ નહિ પડે? આ કેવી કઠણ સાધના! પુરુષ સમાજે તારા ઉપર એવું કયું પીડન કર્યું છે, એવો કયો અત્યાચાર કર્યો છે, કે તું એના પ્રત્યે તિરસ્કાર સંઘરી રહી છે! પુરુષને આટલા હલકા માનીને તું તારી જાતને ખૂબ ઊંચે લઈ જઈ રહી છે, અને આટલી ઘૃણા પણ સાથે સાચવી રહી છે, એ શું તારા માટે ઉચિત છે?" કહીને મૃગેન્દ્રે સ્મૃતિનો હાથ પકડ્યો...અને સ્મૃતિ સામે દ્રષ્ટિ કરી.

સ્મૃતિએ કોઈપણ ઉપાયે નિશ્વાસ રોકીને ધીરે ધીરે મૃગેન્દ્રના

હસ્તબંધનમાંથી પોતાનો હાથ મુક્ત કર્યો અને કહ્યું : " આપની વાત સાંભળી. હવે ઘેર ચાલો."

ક્ષોભ અને દુઃખથી મૃગેન્દ્રની આંખમાં આંસુ આવ્યાં. તે બોલ્યો : " સારું, એમ જ થાઓ ! તું આજ્ઞા કરજે, હું તારી આજ્ઞાનું પાલન કરીને ચાલતો રહીશ...જીવનની છેલ્લી પળ સુધી ! હું પણ જોઈશ, કે આ પાષાણમાં પ્રાણનો પોકાર થાય છે કે નહિ ! કદાચ મારા મસ્તક પર મૃત્યુ આવીને ઊભું રહેશે, તો હું એને કરુણ વિનંતિ કરીશ કે દૂર જા, મને સમય આપ, હું માત્ર જોવા ચાહું છું કે– દુનિયાની આ જીવનધારામાંથી પોતાની જાતને બચાવીને પત્થરની દિવાલો પાછળ સ્મૃતિ હંમેશ માટે બંદિવાન રહી શકે છે કે કેમ !"

સ્મૃતિએ કહ્યું : " હવે ઘેર ચાલો."

મૃગેન્દ્રે કહ્યું : " એક જ વાત ! ઘેર ચાલો, ઘેર ચાલો ! ચાલો... મારા પોતાના સુખદુઃખ સામે હું કદી દ્રષ્ટિ નહિ કરું...કદી કોઈ આશા કે ઈચ્છાને આ મનમાં સ્થાન નહિ આપું. તારા જ ઈશારા પર આજથી હું ચાલીશ. તારા પાષાણ દુર્ગના પ્રહરી માફક બહાર ઊભો રહીશ. કેવળ આજ્ઞા પાલન માટે ! શું એ પાષાણ દુર્ગનું દ્વાર કદી નહિ ખૂલે ? કદી પણ..."

વાક્ય પૂરું ન થયું. આંસુની વરાળમાં બાકીનું બધું વેરાઈ ગયું.

૧૯

## આભાસ

**પાંચ** સાત દિવસ પછી.

સતીપદ અને મૃગેન્દ્ર આહાર કરવા બેઠા હતા. દાક્ષાયણી દેવી બાજૂમાં જ હતાં. સ્મૃતિ પીરસી રહી હતી. એકાએક દાક્ષાયણી દેવીએ કહ્યું: "રાયકુટુંબનો એ છોકરો સારો છે કેમ? આપે જોયો છે? જોતાં જ જમાઈ કરવાની ઇચ્છા થાય."

સતીપદે કહ્યું: "છોકરો સારો છે. આપ ચર્ચા કરી જોશો? પણ મને તો ડર લાગે છે."

"શેનો ડર?" મૃગેન્દ્રે કહ્યું.

સતીપદે કહ્યું: "મોટા માણસ, જમિનદાર – ઘણા રૂપિયા માગી બેસે. મારા જેવો શિક્ષક શું એનું ગજવું ભરી શકે?"

દાક્ષાયણીએ કહ્યું: "મા બહુ સારી છે. સારી કન્યા શોધી રહી છે...પૈસાની લાલચ હોય એવું મને નથી લાગતું. બેંદુ માટે એકવાર વાત મૂકી જોઉં. મૃગુ, તું શું કહે છે?"

મૃગેન્દ્રે કહ્યું: "થાય તો ઘણું સારું. પ્રયત્ન કરી જુઓને. યાત્રાના કાર્યમાં એક કન્યાનો પણ ઉદ્ધાર કરી શકાય..."

સતીપદે કહ્યું: "આ જવાબદારી હવે તમારી છે. મારે કશું કહેવાનું નથી. આપને જે સારું લાગે..."

દાક્ષાયણીએ કહ્યું : " આજ સિદ્ધ બકુલ પર એ લોકો આવવાના છે. સંધ્યા પહેલાં આવશે. મેં પણ એમને મળવાનું વચન આપ્યું છે. વાત મૂકી જોઈશ. મને લાગશે કે કશું લેવાદેવાનું નથી, તો વાત પાકી કરી નાખીશ. બેંદુ પણ મારી સાથે આવશે."

ભોજન ચાલી રહ્યું હતું. આ વાત આટલેથી પૂરી થઈ.

ત્યારપછી સતીપદ વગેરે ભોજન કરીને ઊઠયા અને દાક્ષાયણી દેવી ભોજન કરવા બેઠા. સાથે સ્મૃતિને પણ બેસાડી.

સ્મૃતિએ કહ્યું : " પહેલાં તમે જમી લ્યો..."

દાક્ષાયણી દેવીએ કહ્યું : " ના મા. તારે પણ બેસી જવું જોઈએ. નહિ તો હું એક કોળિયો પણ મોઢામાં નહિ મૂકું."

સ્મૃતિ આ આગ્રહ ઠેલી શકી નહિ – જમવા બેસી ગઈ.

દાક્ષાયણી દેવીએ કહ્યું : " બેંદુના સગપણ માટે વાત થતી હતી, તેં સાંભળી ?"

" હા."

" થાય તો ઘણું સારું. છોકરો સારો છે. સ્થિતિ–સંપત્તિ પણ રજવાડા જેવી છે – છોકરીને જરાયે દુઃખ નહિ પડે. સાસુ પણ મા જેવી માયાળુ છે."

સ્મૃતિએ કહ્યું : " સરસ."

" તેં મત તો સરસ આપ્યો...પણ લગ્ન વખતે મોટું વિઘ્ન આવશે...બેટા !"

સ્મૃતિ કશું બોલી નહિ. દાક્ષાયણી દેવીએ કહ્યું : " તારાં લગ્ન ન થાય ત્યાં સુધી બેંદુના લગ્ન થઈ શકે નહિ. આપણે હિંદુ છીએ. મોટીને મૂકીને નાનીના લગ્ન કરવાં એ હિન્દુના ઘરમાં મોટો અનાચાર ગણાય."

સ્મૃતિએ કહ્યું : " મારી હકીકતતો આપ જાણો છો."

દાક્ષાયણી દેવીએ કહ્યું : " એ શું હકીકત છે ? પાગલ જેવી વાતો વિચારીને કામ ન કરી શકાય."

સ્મૃતિ નિરુત્તર રહી. દાક્ષાયણી દેવીએ કહ્યું : "તારી આ દુર્બુદ્ધિ છોડી દે. મારો મૃગુ ખૂબ સરસ છે. એના ગળામાં જે છોકરી માળા પહેરાવશે, એ ખરેખર ભાગ્યવતી ગણાશે – હું મા હોવા છતાં અક્રમ સ્વરે આ કહું છું. તને એ ચાહે છે, બેન. તને એ નહિ મેળવી શકે તો એનું જીવન મિથ્યા બની જશે." મા ઉર્મિ ભર્યાં સ્વરે કહેવા લાગ્યાં : "એ તો ઘણો ઉચ્ચ છે – સંસ્કારી છે. તું જો લગ્ન નહિ કરે, તો એ પણ લગ્ન નહિ કરે. તારા એક દુરાગ્રહ પર એની જીંદગીનું બલિદાન થશે, અને તું પણ એ માટે એક દિવસ દુઃખ પામીશ. નારીનું પરમ લક્ષ્ય – સંસારની માતા થવાનું છે,–સંસાર પર સ્નેહ પાથરવાનું છે."

સ્મૃતિ કશું બોલી નહિ. દાક્ષાયણી દેવીએ કહ્યું : "શું કહે છે ? સમજી જા. આથી તું સુખી જ થવાની છે મા. એ તારી મર્યાદા સમજે છે. કદી પણ એ મર્યાદા નષ્ટ નહિ થાય."

સ્મૃતિએ કહ્યું : "મને આપ સહુ ક્ષમા કરો, મા ! હું..."

સ્મૃતિએ વાક્ય પુરું કરી શકી નહિ. દાક્ષાયણી દેવીએ કહ્યું : "આમાં માફ કરવાનું ન હોય, મા. તું હજી અણુસમજુ છે ! આવડી વયે તારામાં કયું જ્ઞાન છે ? પુસ્તકો વાંચીને જે જ્ઞાન મળે, એ જ્ઞાનના પાટે કદી જીંદગી ન ચલાવી શકાય. પુસ્તકોના આદર્શ પ્રત્યે શ્રદ્ધા રાખી શકાય, પણ એ આદર્શ લઈને જીવન ચલાવી ન શકાય !"

દાક્ષાયણી દેવીએ બહુ સમજાવ્યું : પણ સ્મૃતિ જરાય સમજી નહિ : જાણે સંકલ્પ કરીને બેઠી છે ! દાક્ષાયણી દેવી બોલ્યાં : "હજી તું બાળક છે. મનમાં જોર છે...અત્યારે આ બધી ખોટી ધારણાઓ લઈને રહી શકાશે : ક્યાંય બાદ નહિ આવે : પણ જ્યારે વય મોટી થશે, – અમે કંઈ સદાકાળ જીવવાના નથી – ત્યારે સેવાનું કામ ગમે તેટલું તું કરતી હઈશ, પણ તારું મન શાંતિ નહિ મેળવી શકે. દરેક કાર્યમાં કોઈ ભયંકર અભાવ જણાયા કરશે. સંસારની કડીમાંથી છૂટા થયેલાના સંપર્કનો સ્નેહ એક વસ્તુ છે, અને સત્ય જીવનનો સ્નેહ એ

કોઈ ઓર વસ્તુ છે. મા! આ સ્નેહથી માણસનો દરેક અભાવ પૂરો થાય, ક્યાંય દારિદ્ર ન જણાય. સંસારના અનંત તોફાનો વચ્ચે પણ આ સ્નેહ આરામ આપે છે!"

સ્મૃતિ પત્થરની પ્રતિમા માફક નિશ્ચલ રહી. દાક્ષાયણી દેવીએ કહ્યું: "આજ બપોર પછી હું સિદ્ધબકુલ જવાની છું. રાયકુટુંબને ત્યાં તું સાથે આવીશ ને?"

"હા."

દાક્ષાયણી દેવીએ કહ્યું: "કલબેડાનું રાયકુટુંબ આવ્યું છે. એ મોટા જમીનદાર છે. એને એક છોકરો છે. એની માતા સાથે મારે સારો મેળ થયો છે. એ છોકરાનો સંબંધ કરવા માટે સારી કન્યા શોધી રહ્યા છે. મેં વિચાર્યું છે કે, બેંદુની વાત મૂકું. બેંદુ ગમશે તો ખરીને! બેંદુ દેખાવમાં તો ખૂબ નમણી અને રૂપાળી છે. એની આંખો તારા જેવી જ સુંદર છે. તું શું કહે છે? સંબંધ થાય તો સારું ને?"

"ઘણું સારું."

દાક્ષાયણી દેવીએ કહ્યું: "પુત્રને પરણાવીને વહુનું મોઢું જોવું, વહુ લઈને ઘર વસાવવું એ નારી જન્મની સૌથી મહાન આકાંક્ષા છે. નારી જન્મની સાર્થકતા ત્યાં જ છે." કહેતાં કહેતાં એમણે એક દર્દ ભર્યો નિશ્વાસ નાખ્યો: પછી ફરી કહ્યું: "પરંતુ મારી આશા અધૂરી રાખીને જ મારે વિદાય લેવી પડશે, એમ હું જોઉં છું."

સ્મૃતિએ કહ્યું: "આપના પુત્રને આપ પરણાવોને..."

દાક્ષાયણીએ સ્મૃતિ સામે જોયું—સ્મૃતિ નીચી નજરે બેઠી હતી. દાક્ષાયણી દેવીએ કહ્યું: "એ બની શકે એમ નથી, એ તો તું જાણે છે. મૃગુનું મન નબળું નથી, તેમ એ છોકરો ધૂની પણ નથી. હું એના મનને ઓળખું છું. માટે જ હું અન્ય કોઈ કન્યા સાથે એને લગ્ન કરવાનું કહી શકતી નથી. તારી સાથે લગ્ન નહિ થાય, તો એ લગ્ન નહિ કરે અને સન્યાસી માફક જીવન વિતાવી દેશે. બીજું શું

થાય ? – માણસની દરેક આશાઓ જીવનમાં થોડી જ પૂર્ણ થાય છે ! ” આટલું કહીને દાક્ષાયણી દેવી મૌન રહ્યાં. થોડીવાર પછી પુનઃ બોલ્યાં : “ આજ તું કદાચ ન સમજે, પણ પછી કોઈ દહાડો સમજે તો તારી ભૂલનું સંશોધન જરૂર કરજે ! ભૂલને વળગી રહેવું એ મનુષ્યત્વ નથી : એમાં જે બળ જોઈએ છીએ, તે બળને બળ ન કહી શકાય. મારો મૃત્યુ તારો રાહ જોતો જ રહેશે, એ હું સમજું છું. જો કોઈપણ દિવસે તું એની સ્ત્રી બનીને એની પાસે ઊભી રહેશે, ત્યારે તને સમજાશે કે એક મિથ્યા ધૂન પાછળ તારાં કિંમતી વરસો વણસી ગયાં હતાં ! ”

સ્મૃતિએ કહ્યું : “ મા ! આ બધું વિચારીને શા માટે દુઃખી થાઓ છો ? જો ઉપાય હોત તો હું કદી આપના મનને વ્યથા ન આપત ! સંસારની કલ્પનાથી જ મને ભય લાગે છે, લગ્નનું નામ સાંભળતાં જ હું ધ્રૂજી ઉઠું છું...મને...”

સ્મૃતિની વાત પૂરી ન થઈ. ભોજન પૂરું થઈ ગયું હતું. દાક્ષાયણી દેવીએ કહ્યું : “ ચાલો હાથ મોં ધોઈ લઈએ, તું સમજે એવી કોઈ આશા જ્યારે નથી, ત્યારે બેસી રહેવાનું કશું પરિણામ નથી. ”

હાથ મોં ધોઈને સ્મૃતિ, નિર્જનતામાં આ બધા વિચારોને ફરીવાર અવલોકવા માટે અગાશીમાં ગઈ. ચારે દિશાએથી આ નિષેધ વાણી જાગી છે–પોતાની ભૂલ તો નથી થતીને ? આ નિષેધ પાછળ કોઈનો સ્વાર્થ નથી, માત્ર નિર્મળ પ્રીતિના માધુર્યથી ભરેલો આ નિષેધ છે. આ બધું બરોબર સમજી લેવા માટે જ તે ઉપર ગઈ હતી. એના મનમાં થયું : પોતા ખાતર આટલી અશાંતિ ઊભી થઈ છે, પોતાના નિર્ણય પાછળ એવી કઈ મહાન શક્તિ છે, કે જેને લોકો અનુસરે ! પોતે કંઈ એવી સ્વાર્થી નથી કે, હેતુ વગરની કલ્પનાને લઈને ગર્વભર્યા દંભના આસન પર બેસી રહે, સંસાર પ્રત્યે તીરસ્કાર શા માટે ?...

પણ...

સંસારની કલ્પના આવતાં જ હૃદય ધડકી ઊઠયું! સુખની આશા માટે માણસો સંસારની રચના કરે છે. ખરી રીતે એ જ સંસારમાં કોઈ સ્થળે શાંતિ કે સાચા સુખની પણ—છાયા સરખી યે દેખાતી નથી! સંસારની કલ્પના સાથે જ માતાનું કરુણ વદન, માતાની રોગ શય્યા અને માતાની જીંદગી સ્મૃતિના નયનો સામે ખડી થતી. આદર, પ્રેમ, વાત્સલ્ય, ચાહના ગમે તેટલાં મધુર હોય, પણ સાથોસાથ રોગ, વેદના અને અસહાયતાનો ગાઢ અંધકાર ઉપેક્ષા કરવા જેવો નથી! કદાચ આ પોતાની ભૂલ હોય...કદાચ પોતાના અંધ મનનો કોઈ દારુણ કુસંસ્કાર હોય! પરંતુ આ ભૂલ, આ કુસંસ્કાર એના હૈયામાં એવા ભાવથી જડાઈ ગયેલ છે કે એના પ્રત્યેક રક્ત બિંદુમાં, પ્રત્યેક માંસ પેશીમાં, પ્રત્યેક વાહિનીઓમાં એનું રાજ છે! આ કુસંસ્કાર અને ભૂલને દૂર કરવા જતાં રક્ત માંસને પણ દૂર કરવું પડે, એનું અસ્તિત્વ પણ ન રહે!

ના, કોઈ ઉપાય નથી! માર્ગ હોત તો જરૂર પોતે આ લોકોના નિસ્વાર્થ પ્રેમનો સત્કાર કરત—જરૂર પોતાની જીંદગી એ લોકોના હાથમાં સોંપી દેત! આ ભય અને અશાંતિ ભર્યા મન સાથે મૃગેન્દ્રના સંસારનો ભાર સ્વીકારવો...મૃગેન્દ્રના ચિત્તમાં સ્થાન લેવું, એ તો વધારે દુઃખદ છે. એથી અશાંતિ વધશે, એટલું જ નહિ પણ એ અશાંતિમાં બીજા એક હૃદયને પણ તરફડવું પડશે! એટલે...

ગમે તેટલું સહવું પડે, ગમે તેટલાં તોફાનો ઊભાં થાય, પોતે શાંત ચિત્તથી બધું સહી લેશે! આ લોકોની વેદનાને વધારવાનો કોઈ પ્રસંગ પોતે ઊભો નહિ કરે!

સામેના અનંત સાગર તરફ સ્મૃતિએ દૃષ્ટિ કરી. એના મનમાં એક સ્મરણ જાગ્યું—એક રાતે ગંગા કિનારા સામે જોઈને પોતે ઊભી હતી—મૃગેન્દ્ર પ્રાણભરી અને પ્રેમભરી વિનતિ કરવા આવેલ: પોતે એ વિનતિ પ્રત્યે જરાય લક્ષ્ય નહોતું આપ્યું! મૃગેન્દ્રે પણ કોઇ પ્રકારનો

અનુરાગ કર્યો નહોતો—એના દુઃખના સાથી તરીકે ઊભા રહ્યા હતા. પોતે એમના વિચારોનો પ્રબળ વિરોધ કર્યો હતો. એમના વિચારોને પૂરા સાંભળ્યા પણ નહોતા...છતાં મૃગેન્દ્ર એક મિત્ર માફક રહ્યા અને દુઃખના સાચા સાથી બન્યા! આજ પણ સઘળી આશાઓ વિસર્જન કરીને સાથી તરીકે ખડા છે! વેદનાથી સ્મૃતિનું હૃદય ભરાઈ ગયું. બિચારો મૃગેન્દ્ર! આટલું થવા છતાં સ્મૃતિ એને ન સમજાવી શકી કે સ્મૃતિના મનના દ્વાર પાસે કાંઈપણ આશા રાખીને ઊભું રહી શકાય એમ નથી : સ્મૃતિ પાસે દેવા જેવું કાંઈ નથી! કદાચ દઈ શકાય એવું હતું—સ્મૃતિની અમુલ્ય સંપત્તિ...ચિત્ત! પણ વેદનાની જ્વાળાથી એ ચિત્ત આજ સળગીને ખાખ થઈ ગયું છે! સ્મૃતિ આજે એકલી—અટૂલી સંપત્તિ વગરની સર્વસ્વ હારેલી છે! જીવનના માર્ગપર તે ચાલી રહી છે, એ સાચું...પણ નથી કોઈ સ્થિર લક્ષ્ય કે નથી કોઈ આકાંક્ષા!...

છતાં પણ જીવન સાથે ઝઝૂમીને એકવાર તે જોવા ચાહે છે! જીવન સંગ્રામમાં કદાચ પોતે ભાંગીને ભૂકો થઈ જાય, તો પણ ભલે! પરંતુ જીવન પથ પર જે જૂગ જૂના આકર્ષણો ઊભા થયાં છે, એનાં સામે પોતે નજર સરખી પણ નહિ કરે! અજાણ્યો માર્ગ? ભલે રહ્યો! એ માર્ગમાં કંટક છવાયા હશે તો? પરવા નહિ!

નમતા બપોરે દાક્ષાયણી દેવીએ સ્મૃતિને બોલાવીને સિદ્ધબકુલ જવા માટે સાથે લીધી. કશો વિરોધ ન કરતાં સ્મૃતિ સાથે ગઈ.

કલએડાવાળાં રામગૃહિણીએ બેંદુને સારી રીતે જોઈ—સુંદર ચહેરો, ભાવભરી આંખો, સૌમ્ય તેજ! શરીરનો રંગ સાવ ગોરો નહિ, પણ એથી શું? સારા કુટુંબની છોકરી—મા વગરની—આહા! પહેરામણી?—પહેરામણીના પૈસાથી શું કોઈએ જમીનદારી થોડી ખરીદવી છે? પહેરામણી મળત તો સારું થાત. ન મળે તો કશી હરકત નથી! તે બોલ્યાં : "છોકરી ન ગમે એવી નથી—નમણી છે."

દાક્ષાયણી દેવીએ કહ્યું : "ઘર કાર્યમાં પણ ખૂબ કુશળ છે, ભણીગણી છે...પછી એથી વધુ બીજું શું જોઈએ ?"

રાયગૃહિણીએ કહ્યું : "એ ખરું છે. પણ હું ઢીલ કરવા નથી ઈચ્છતી. કોણ જાણે કયારે વિદાય થવું પડે ! હું તૈયાર થઈને બેઠી છું. એ બોલાવે એટલી જ વાર છે ! માત્ર આટલું કાર્ય નથી થયું, એટલે મન ચંચળ રહે છે. પણ...સાંભળ્યું છે. કે, આની મોટી બહેનના લગ્ન હજી સુધી થયાં નથી ?"

દાક્ષાયણી દેવીએ નિશ્વાસ નાખીને કહ્યું : "અમારું એવું પુણ્ય ! મોટીના મનમાં કોણ જાણે શું છે કે, સંસાર પ્રત્યે એને જરાય રુચિ નથી ! બળજબરી પણ કરી શકાય એમ નથી ! મોટી થઈ છે, ભણેલી છે..."

રાય ગૃહિણીએ સ્મૃતિ સામે જોઈને કહ્યું : "આ તો ઘણો ખોટો વિચાર છે, મા ! ગરીબ, દુઃખી, રોગી, સહુના લગ્ન થાય છે– ભાગ્યની રમત છે, મા. સુખ, દુઃખ, ભોગ બધું લલાટમાં લખેલું હોય છે. કોઈ જાણતું નથી, કે ભાગ્યમાં શું લખ્યું છે ! છતાં પણ સંસારમાં પડવા માટે કોઈને મૂડી ગૂમાવવી પડતી નથી, એ જ મોટી સાંત્વના છે ! બેટા, આવો મત છોડી દે. મૃગેન્દ્રને મેં જોયો છે, બધી વાત પણ સાંભળી છે. પિતા પાસે તેં ખૂબ અભ્યાસ કર્યો છે—પણ આવો દુરાગ્રહ તને ન શોભે ! અત્યારે પિતા છે – એક આશરો છે. પણ એ આશ્રય ચિરકાળ સુધી નથી રહેતો. કોઈના પિતા ચિરકાળ જીવી શકયા નથી. તું ગમે તેટલું ભણી હોય છતાં નારી છે, હંમેશની અસહાય !"

ફરીવાર આલોચના શરૂ થઈ. રાયગૃહિણી અને દાક્ષાયણી દેવી બંનેએ સંસારનું મધુમય ચિત્ર સ્મૃતિની આંખ સામે રજુ કર્યું. આશા અને આશ્વાસનના સુરથી સંસારના અંતરની વાણી પણ સંભળાવી. સેંકડો સંકટ અને હજારો અભાવ–ફરિયાદો વચ્ચે પણ સ્નેહ, પ્રીતિ અને માયાનો કેવો અમૃત ભર્યો સ્પર્શ રહેલો છે, એ સત્ય સમજાવ્યું. પરંતુ સ્મૃતિ તો એમને એમ અટલ અને અવિચલ રહી. કરુણ સ્વરે

તે માત્ર એટલું જ બોલી : "મને આપ સહુ માફ કરો. મારી સામે આપ કોઈ નજર પણ કરશો નહિ. ભાગ્ય કહો છો ? મારા ભાગ્યમાં જે છે તે થવા દો. હું પણ એ ભાગ્યના હાથમાં મારી જાતને સોંપીને શાંત ભાવે પડી રહીશ. જોઈશ, મારું ભાગ્ય મને ક્યાં ખેંચી જાય છે, મારું શું થાય છે..."

વાત પૂરી કરીને સ્મૃતિ હસી – ઘણું ઝાંખુ હસી.

રાયગૃહિણીએ એક નિશ્વાસ નાખીને કહ્યું : "આગળના વખતમાં આપણા બાપદાદા નાની ઉંમરે દીકરીઓને પરણાવી દેતા હતા, એ સઉ કરતાં સારું હતું ! છોકરીઓનું મન ચંચળ થતું નહિ અને જે તે ધારણાઓ વચ્ચે મન રઝળતું નહિ !"

દાક્ષાયણીએ કહ્યું : "સાચું છે...એ આજે સમજાયું."

૨૦

# વિપત્તિ

ખેંદુના સંબંધની વાત પાંચ સાત દિવસમાં પાકી થઈ ગઈ. દેશમાં જઈને તરત લગ્ન કરવાનું પણ નક્કી થયું. શુભ કાર્યમાં ઢીલ શા માટે !

સતીપદ બાણુ ભયંકર કઠોર બનીને, ઊઠતાં બેસતાં સ્મૃતિને વાક્ય બાણોથી વીંધવા માંડયા. તેમણે આશા રાખી હતી કે, આમ કરવાથી સ્મૃતિ જર્જરિત બનીને કંટાળીને ઇચ્છા કે અનિચ્છાથી પણ 'હા' કહી દેશે. એકવાર હા કહે અને લગ્ન પતી જાય એટલે મૃગેન્દ્ર એના વિફરેલા મનને જરૂર વાળી શકશે અને સ્મૃતિના મનમાં ભરાયેલો મેલ દૂર થઈ, સ્મૃતિ એક આદર્શ નારીનું આસન શોભાવી શકશે.

પરંતુ સ્મૃતિએ આ વાક્યબાણો હસતા મોઢે સહી લીધાં. જાણે ભીષ્મની શરશય્યા ! શરના ગુચ્છ સ્મૃતિને વીંધી રહ્યાં હતાં, છતાં તે જરાય નમી નહિ.

આ તરફ ખેંદુના લગ્નના દિવસો નજીક આવવા માંડયા. બે દિવસ પછી કલકતા જવાનું નક્કી થયું. સતીપદે સ્મૃતિને કહ્યું : " તારો દુરાગ્રહ તું નહિ છોડે, તો હું પણ એનો અંત સુધી બદલો

લઈશ ? હું શું તારા માટે પાગલ બની જાઉં ? આ તે કેવો તારો અસંસ્કારી ખ્યાલ ? "

સ્મૃતિએ કશો ભાવ જણાવ્યા વગર પિતા સામે જોયું : એ દૃષ્ટિનો સ્પર્શ થતાં જ પિતાનું હૃદય નરમ બની ગયું : અહા મા વગરની પુત્રી ! કોઈ દિવસ એણે વાત્સલ્ય કે આદર મેળવ્યો નથી– નાની વયથી આખા સંસારનો ભાર માથાપર ઉપાડીને એણે દિવસે વિતાવ્યા છે ? સતીપદના મનમાં વિસ્મય થયું–શું સંસારનાં બોજાથી સ્મૃતિએ પોતાના મનને આમ પીસી નાખ્યું હશે ? કોઈ આશા એનામાં નહિ રહી હોય ? કોઈ આકાંક્ષા પણ ?

સતીપદે કહ્યું : " ગાંડાઈ છોડ, મા. મારી વાત સાંભળ... "

સ્મૃતિએ કહ્યું : " બાપુજી ! તમે નકામો પ્રયત્ન કરો છો. તમે એમ માનજો કે, હું મરી ગઈ છું ! નહિ તો એમ માનજો કે હું તમારી પુત્રી નથી, પણ તમારા સંસારનું એક યંત્ર છું... ! "

સતીપદે સ્થિર નજરે સ્મૃતિ સામે જોઈને કહ્યું : " તું કોઈના સામે નહિ જો ? હું બાપ છું : મારી આબરૂ, મારું સુખ – દુ:ખ... એ બધા પ્રત્યે તું આટલી ઉદાસીન રહીશ ? તું એમ માનજે કે એક પિતાના મનના સંતોષ ખાતર તેં તારી જાતનું બલિદાન આપ્યું હતું ! આટલું અટલ રહેવું એ સારું નથી : મા ! જેના ગર્ભમાં તેં જન્મ લીધો છે, એની આબરૂ પણ તું ભૂલી જાય છે ? તારી માતાએ પોતાનું કશું રાખ્યું નહોતું ...જીવનભર એ આપતી જ રહી હતી. એણે વેદના ભોગવી હતી, એ હું માનું છું, પણ એ વેદના કશા પ્રતિવાદ વગર એણે છેલ્લી પળ સુધી સહી છે ! કોઈના વિરુદ્ધ એણે કશી ફરિયાદ નથી કરી ! "

માની વાત સાંભળીને સ્મૃતિનું મન ગળગળું થઈ ગયું. પૃથ્વીની માફક જનનીની નિર્લિપ્ત સહિષ્ણુતા, નિર્વિકાર ધૈર્ય...આંખ સામે માતાની એ મહિમાવંત છબી પ્રગટી ઊઠી ! બંને આંખો સહજ ભીની થઈ. મોઢેથી તે કશું બોલી શકી નહિ.

સતીપદ સ્થિર નજરે સ્મૃતિને જોઈ રહ્યા. સ્મૃતિને નિરુત્તર જોઈને એમનો રોષ સળગી ઊઠયો. તે ગર્જના કરતા બોલ્યા: "હું કોઈ વાત સાંભળીશ નહિ. હું બાપ છું—તું મારી પુત્રી છે – મારે આધીન છે. હું બળજબરીથી તારાં લગ્ન કરીશ. મને કોઈ રોકી શકશે નહિ. તારી એકપણ વાત હું માનીશ નહિ!"

સ્મૃતિ કશું બોલી નહિ.

બીજી બાજુ જવાની તૈયારી થવા માંડી. એ કાર્યમાં સ્મૃતિ મૌનભાવે સહાયતા કરવા લાગી. જવાના દિવસે પણ સ્મૃતિ એવી ને એવી શાંત, અચળ અને ગંભીર રહી. સ્મૃતિના ચહેરાપરનો આ મનોભાવ મૃગેન્દ્રે વાંચ્યો. મૃગેન્દ્રના મનમાં થયું: ચિરશાન્તિ વચ્ચે કોઈ કરુણ અને ગાઢ મૌનતા ભરી છે! આ મૌનતા શા માટે છે, એ પોતે બરાબર સમજી શકયો.

સતીપદે જ મૃગેન્દ્રને કહ્યું હતું કે: 'સ્મૃતિના આ નિર્ણયને હું કદી ટેકો આપી શકીશ નહિ. હું કઠણ બનીશ!' મૃગેન્દ્રે આ વાતનો કશો પ્રતિવાદ કર્યો નહોતો, તેમ ઈશારાથી કે વચનથી સમ્મતિ પણ દર્શાવી નહોતી! એ કેવળ સ્મૃતિનું જ અવલોકન કરી રહ્યો હતો.

જરા સમય મળ્યો એટલે મૃગેન્દ્રે સ્મૃતિને બોલાવી.

સ્મૃતિ કોઈ કામ માટે જતી હતી. મૃગેન્દ્રનું આહ્વાન સાંભળીને ઊભી રહી. મૃગેન્દ્રે કહ્યું: "મેં બધું સાંભળ્યું છે. આ માટે મને જવાબદાર ન માનીશ. અને તું નિશ્ચિંત રહેજે કે આ વાતમાં મારો જરાયે સહકાર નથી. કદી સહકાર આપું પણ નહિ. મને તું અપરાધી માનીશ નહિ."

સ્મૃતિ હસી: એ હાસ્ય ઝાંખું હતું; મોઢેથી કશું ન બોલી.

મૃગેન્દ્રે કહ્યું: "તું કલકતા આવ. મને એક વિશ્વાસ છે. એ વિશ્વાસ અચળ છે......"

સ્મૃતિ એમ જ ઊભી રહી. મૃગેન્દ્રે કહ્યું: "તારી આ ગેરસમજ જરૂર દૂર થશે. આજ નહિ તો બે વરસ પછી, દસ વરસ પછી, એક

વખત ગમે ત્યારે જરૂર દૂર થશે. અને હું એ શુભ દિવસની પ્રતીક્ષા કરતો રહીશ. લગ્ન સંબંધી અને સંસાર સંબંધી તેં જે વિચારો પાળ્યા છે એ વિચારો તારે બદલવા જ પડશે. લગ્ન એ વિલાસ નથી, પણ વિલાસની મર્યાદા છે. સંસાર એ કેવળ વંશવૃદ્ધિ નથી, પણ મહ પ્રજાની અખંડ જ્યોત છે. દરેક સ્ત્રી અને પુરુષે આ સમજી લેવું જોઈએ. આ સમજ્યા વગરના લગ્નને હું તો કદી લગ્ન ન કહું! તારે પણ આ સમજવું પડશે—કોઈના કહેવાથી કે કોઈની બળજબરીથ નહિ—તારા મનના પોકારથી. ત્યાં સુધી હું શાંત ભાવે રાહ જોતે બેસી રહીશ."

સ્મૃતિ નિરુત્તર રહી—જાણે વાચા નથી. ચેતના વગરના પુતળાંને જાણે ઊભું રાખ્યું છે!

મૃગેન્દ્રે કહ્યું: "તું જઈ શકે છે."

સ્મૃતિ ચાલી ગઈ.

પુરી એક્સપ્રેસમાં જવાનું નક્કી હતું. સરસામાન રવાના થઇ ગયો—ખૂબ કલરવ હતો. અગાઉથી વ્યવસ્થા કરવા માટે મૃગેન્દ્ર જવાનો હતો, પણ સ્મૃતિ? સ્મૃતિ ક્યાં છે?

સ્મૃતિ એકાએક અદ્રશ્ય થઈ ગઈ. બહારની ઓશરીમાં એક કવર પડ્યું હતું. કવર ઉપર સતીપદનું નામ લખ્યું હતું.

મૃગેન્દ્રે કહ્યું: "શું છે?"

સતીપદ રોષથી પ્રજળી રહ્યા હતા. કવર ફાડીને કાગળ કાઢ્યો. સ્મૃતિએ માત્ર ચાર લીંટી લખી હતી.

**બાપુજી,**

હું પુરીમાં જ રહીશ. મારા માટે કે તમારી આબરૂ માટે ચિંત કરશો નહિ. જેના લીધે મસ્તક નીચું નમી પડે, એવું કાર્ય હું કઈ નહિ કરું. તેમ મારી પોતાની ઇચ્છાપર કોઇના જોરને હું સહી શકુ પણ નહિ!

**સ્મૃતિ.**

શો ઉપાય ? દાક્ષાયણી દેવી ઢગલો થઈને બેસી ગયાં. મૃગેન્દ્ર સાવ સજ્જડ થઈ ગયો !

સતીપદ સાવ સૂન થઈ ગયા. તોફાન પહેલાની પ્રકૃતિ જેવા ! એકાએક ગર્જના થઈ – આકાશમાના મેઘગર્જન માફક ! સતીપદે કહ્યું : “ કોઈ પરવા નહિ. જવાની જ્યારે તૈયારી થઈ ગઈ છે, ત્યારે અટકી જવું યોગ્ય નથી. ચાલો બધા……”

દાક્ષાયણી દેવીએ કહ્યું : “ આ તમે શું કહો છો ? જુવાન છોકરી…આવડો મોટો સર્વનાશ…”

સતીપદે કહ્યું : “ આતો એક દિવસે બનવાનું જ હતું ! કોઈ પોતાનો સર્વનાશ હાથે કરીને કરે, એનો શો ઉપાય, કહો ? ”

દાક્ષાયણી દેવીએ કહ્યું : “ પણ આ સ્થિતિમાં હું સ્મૃતિને છોડીને ન જઈ શકું……! ”

સતીપદે કહ્યું : “ પછી બેંદીનું ભાવિ પણ વણસી જશે…”

દાક્ષાયણી દેવીએ કહ્યું: “ એથી કંઈ જુવાન દીકરીને મૂકીને આપણાથી જવાય ? જઈને શું મન સ્થિર રહી શકે ? ”

સતીપદ અસ્થિર બની ગયા – જીવનમાં શું કદી શાંતિ નહિ મળે ? આ હાય–બળતરા શું હંમેશ લાગી રહેશે ? એનો કદી વિરામ આપવાનો નથી ?

મૃગેન્દ્રે કહ્યું : “ એક રસ્તો છે, બધાં સારાં વાના થઈ જશે…”

સહુ મૃગેન્દ્ર સામે આશાભરી નજરે જોઈ રહ્યાં. મૃગેન્દ્રે કહ્યું : “ આપ સહુ આજે રવાના થાઓ. લગ્નનો પ્રસંગ છે, બધું નક્કી થઈ ગયું છે, એટલે એ કશું રોકી શકાય નહિ ! હું અહીં રહીશ… ચારે તરફ તપાસ કરીશ. લગ્ન પતાવ્યા પછી આપ સહુ અહીં આવી શકશો. ગમે તે ઉપાયે સ્મૃતિ મળશે જ. જશે કયાં ? મળશે એટલે સમજાવીને હું સાથે લેતો આવીશ. ”

દાક્ષાયણી દેવીએ કહ્યું : "અને કદાચ ન મળે તો? કહી શકા નહિ......"

સતીપદ વચ્ચે જ બોલી ઊઠયા : "માની લઈશું કે એ મરં ગઈ છે. બાળબચ્ચાં ઘણાંના મરે છે, એ કાંઈ નવી વાત નથી!"

ઉત્તેજનાથી સતીપદનું સમગ્ર શરીર ધ્રૂજી રહ્યું હતું. મૃગેન્દ્રે કહ્યું : "આપ જરા ટાઢા પડો. ચંચળ બનવાથી કંઈ પરિણામ સારું નહિ આવે......"

દાક્ષાયણી દેવીએ કહ્યું : "કદાચ મળી જાય. પરંતુ કુટુંબીજને આ સાંભળશે તો..."

મૃગેન્દ્રે કહ્યું : "આમાં શરમ કે કલંક જેવું કશું નથી મા હું એને બરાબર ઓળખું છું. માથું ખરાબ થયું હોય તો માણસ ખૂન પણ કરી નાખે! જોઉં છું : એટલી વારમાં એ ક્યાં ચાલી જશે? કંઈ આત્મહત્યા નહિ કરે......"

દાક્ષાયણી દેવીએ શાંતિનો એક ધીમો શ્વાસ લીધો – એમના મનમાં આવી જ કોઈ શંકા ઊભી થઈ હતી. તે બોલ્યાં : "ભગવાન એને બચાવે! ભાઈ, તારા મોઢામાં સાકર!"

મૃગેન્દ્રે કહ્યું : "તમે બધા હવે ગાડીમાં બેસો..."

બેંદુ ઉદાસ નજરે જોઈ રહી હતી; મૃગેન્દ્રે કહ્યું : "શું વિચાર કરે છે બેંદુ? તારી બહેનને પુરી ગમી ગયું છે. પુરીનો ત્યાગ કરીને એ ક્યાંય જવા રાજી નહોતી. મને એ વાત એણે કહી હતી. કશી ચિંતા નથી, હું અહીં રહું છું – એની સંભાળ રાખીશ."

સતીપદે કહ્યું : "પણ તારો બિસ્તરો, બેગ વગેરે તો સ્ટેશને પહોંચી ગયું છે, ભાઈ!"

મૃગેન્દ્રે કહ્યું : "મુનિમજી એ બધી વ્યવસ્થા કરી દેશે. શિવુને અહીં રાખતા જજો. એ રસોઈ પણ કરી દેશે. મારો બિસ્તરો ને

ટૂંક હું સ્ટેશનેથી અહીં લેતો આવીશ. ચાલો હવે આપ સહુ ગાડીમાં બેસી જાઓ."

ત્યારપછી મકાનના દરવાનને બોલાવીને મૃગેન્દ્રે કહ્યું: "તારા શેઠને લખી નાખજે કે મકાન હજી ખાલી કરવાનું નથી. હું રોકાઈ જઉં છું. તું મકાન બંધ કરી ન દેતો. આ સહુને સ્ટેશને મૂકીને હું પાછો આવીશ."

દરવાન નમસ્કાર કરીને ચાલ્યો ગયો. બધા ગાડીમાં બેઠાં. દાક્ષાયણદેવીના બંને નયનો ભીનાં હતાં. સતીપદે બાળક માફક મૃગેન્દ્રને વળગી પડી ને ગળગળા સ્વરે કહ્યું: "તારા ઉપર અત્યાચારનો અંત નથી, ભાઈ. મારા જેવા હતભાગીને આશ્રય આપ્યો એનું આ પરિણામ આવ્યું – મને આવું થશે એવી કલ્પના પણ નહોતી. હું શું કહું? ભગવાન જો ખરેખર અંતરનો પોકાર સાંભળતો હોય તો હું કહું છું કે, ભગવાન તારું કલ્યાણ કરે, તું સુખી થા!"

મૃગેન્દ્રે કહ્યું: "તમે ધીરજ રાખો. સઘળું સારું થશે. જે પ્રસંગ અત્યારે તમારા માથે છે, એને શાંતિથી પતાવો. એમાં કોઈ પ્રકારનું વિઘ્ન ઊભું ન થવું જોઈએ. કાર્ય પતાવીને આપ બધા પાછા આવજો......"

"હવે ક્યાંથી આવી શકાય?"

મૃગેન્દ્રે કહ્યું: "રજા મગાવી લેજો. ચિંતા ભર્યા મનથી તમે કોઈ કાર્ય કરી શકવાના નથી."

સતીપદે કહ્યું: "એ સાચું છે."

મૃગેન્દ્રે કહ્યું: "મા પણ આવવાના છે...પછી શા માટે ચિંતા! સ્મૃતિને આજ નહિ તો કાલ જરૂર શોધી કાઢીસ. અહીં ક્યાં રહેવાની! ધર્મશાળા કે કોઈ એવા સ્થળે એ રહે એવી નથી. પાસે પૈસા પણ નથી. કોઈને ત્યાં નોકરી પણ સહેલાઈથી ન મળે. અહીં જેટલા બંગાળી ઘર છે એ બધે સ્થળે હું તપાસ કરવામાં બાકી નહિ રાખું."

આ પ્રમાણે આશ્વાસન આપીને મૃગેન્દ્ર બધાને ટ્રેનમાં બેસાડીને પાછો ફર્યો. સંધ્યા થઈ ગઈ હતી. હમણા જ ગંભીર રાત્રિ શરૂ થશે! પ્રથમ ક્યાં જઈને તપાસ કરવી? શું કહીને તપાસ શરૂ કરવી? એણે શા માટે ગૃહત્યાગ કર્યો? કયા દુઃખથી, કઈ વેદનાથી, એણે ઘર છોડયું......પાંચ જણા આ પ્રશ્ન કરે તો શું જવાબ દેવો? ખોટું સમજીને કોઈ મેલો હેતુ ધારી બેસે તો?

મનમાં ને મનમાં આ બધા પ્રશ્નોના ઉત્તર મેળવીને તે સીધો સેવાશ્રમમાં ગયો.

સેવાશ્રમ પ્રત્યે સ્મૃતિના દિલમાં શ્રદ્ધા અને અનુરાગ હતો, એ વાત મૃગેન્દ્રે કેટલીક વાતચિત પરથી જાણી લીધી હતી.

## ૨૧

# તોફાન

**કૃષ્ણપક્ષની** રાત્રિ. ગગનમાં ચંદ્ર નહિ, જ્યોત્સના નહિ ! માત્ર તારાઓની સંતાકૂકડી ! દરવાન પાસેથી એક ફાનસ લઈને મૃગેન્દ્ર આશ્રમ તરફ ચાલ્યો.

પણ સ્મૃતિ આશ્રમમાં આવી નહોતી. આશ્રમના સેવક જયાનંદે કહ્યું : " કોઈ સ્થળે એકલાં જતાં ભૂલાં તો નહિ પડયાં હોયને ? ભારે વિપદ્ કહેવાય ? "

મૃગેન્દ્ર કશું બોલ્યો નહિ—ચિંતાના ભારથી સૂન બનીને ઊભો રહ્યો.

જયાનંદે કહ્યું : " તીર્થ સ્થાન છે, માટે જ ભય વધારે છે. પ્રકાશની નીચે જ અંધકાર હોય છે ને ! "

મૃગેન્દ્ર આકાશ – પાતાળના વિચારો કરી રહ્યો હતો – એ વિચારોની કોઈ સીમા નહોતી, કોઈ કિનારો નહોતો.

જયાનંદે કહ્યું : " ચાલો, હું પણ સાથે આવું. પણ એ કરતાં બંને જણ જૂદા જૂદા રસ્તે જઈએ તો ? "

મૃગેન્દ્રે કહ્યું : " આપ બરાબર ઓળખી શકશો ? "

જયાનંદે કહ્યું : " એ હું બરાબર ન કહી શકું ! "

" ત્યારે ?...હું એકલો જ તપાસ કરું છું. નકામું આપને શા માટે કષ્ટ દેવું ? "

જયાનંદે કહ્યું : "કષ્ટ શેનું ? અમારું તો આ કાર્ય છે."

"ત્યારે ચાલો, બંને સાથે હઈશું તો વધુ ઠીક પડશે."

જયાનંદે કહ્યું : "એ સિવાય અહીંની દરેક ધર્મશાળાઓ, વીશીઓ અને એવાં આશ્રય સ્થાનો વગેરેનો હું માહિતગાર છું."

બંને બહાર નીકળ્યા – દરેક સ્થાનોની તપાસ કરવામાં બંનેએ મણા ન રાખી ! રસ્તામાંથી મૃગેન્દ્રે એક ટેકસી લઈ લીધી હતી, પગે ચાલીને કેટલી તપાસ થાય !

ઘૂમતા ઘૂમતા રાતના બે વાગી ગયા. મૃગેન્દ્રે કહ્યું : "હવે આપને ક્યાં સુધી હેરાન કરું ? ચાલો, આશ્રમમાં મૂકી જઉં."

જયાનંદે કહ્યું : "આપ પણ અત્યારે ટેકસીમાં બહુ ફરશો નહિ. રાત ઘણી ગઈ છે ! કાલ સવારે પાછા નિકળીશું..."

મૃગેન્દ્ર પણ સમજી ગયો હતો કે હવે ફરવું નકામું છે. તેણે કહ્યું : "એમ જ કરીશું."

જયાનંદને આશ્રમમાં પહોંચાડયા પછી, જયાનંદે કહ્યું : "મને સાથે લેજો – કશો સંકોચ રાખશો નહિ. બંને મળીને જરૂર શોધી કાઢીશું."

"એમ જ કરીશ."

પોતાના નિવાસ સ્થાને આવીને મૃગેન્દ્રે ટેકસીવાળાને વીસ રૂપિયા આપીને કહ્યું : "સવારે વહેલો ગાડી લઈને આવી શકોશ ને ?"

ગાડીવાળાને ધાર્યા કરતાં વધારે પૈસા મળેલા હોવાથી તે ખૂબ ખૂશ થતાં બોલ્યો : "જરૂર આવીશ, સાહેબ."

ડ્રાઈવરને વિદાય કરીને મૃગેન્દ્ર ઘરમાં ગયો. શિવુએ આવીને કહ્યું : "સ્મૃતિબહેન આવ્યાં છે !"

આવ્યાં છે ! આહ્ ! મૃગેન્દ્રના હૈયા પરથી પહાડ જેવો બોજો એક જ પળમાં સરી ગયો. આનંદ ભર્યા સ્વરે તેણે પૂછ્યું : "ક્યાં છે ?"

શિવુએ કહ્યું : "ઉપર છે. લગભગ બે કલાક થયાં આવેલ છે."

મૃગેન્દ્રે કહ્યું : "એણે કંઈ કહ્યું હતું ?"

શિવુએ કહ્યું : "પૂછ્યું હતું કે, શું બધાં ચાલ્યા ગયાં ? મેં કહ્યું : ભાઈ સાહેબ એકલા અહીં રોકાયા છે."

મૃગેન્દ્રે કહ્યું : "હં..."

તે મેડી પર આવ્યો. શિવુ પાછળ આવતો હતો, તે બોલ્યો : "ભાઈ! જમી લેશો? આજ રસોઈ નથી થઈ શકી – સીધું હતું નહિ. બહારથી થોડીક મિઠાઈ અને ફરસાણ લઈ આવ્યો છું."

"મારે કશું ખાવું નથી. ભૂખ નથી! તું મને એક ગલાસ ઠંડુ પાણી આપી જા..."

શિવુએ પાણી આપ્યું. પાણી પીને મૃગેન્દ્રે કહ્યું : "તું હવે સૂઈ રહે, પણ હુશિયાર રહેજે. મુખ્ય દરવાજે તાળું મારી દેજે." કોને ખબર સવારમાં વળી માથું ગરમ થાય અને સ્મૃતિ ચાલી જાય તો! મૃગેન્દ્રે વિચાર્યું.

શિવુએ કહ્યું : "સારું."

શિવુ ચાલ્યો ગયો. મૃગેન્દ્ર સીડી પાર કરી, ઉપરની ઓસરીમાં થઈને વચલા ખંડમાં ગયો. મૃગેન્દ્રે પશ્ચિમ તરફના વરંડા તરફ નજર કરી તો રેલીંગની પાસે સ્મૃતિ બેઠી હતી. તારાનો આછો પ્રકાશ જે કંઈ ખીલ્યો હતો, તેથી સ્મૃતિને ઓળખવામાં કશી હરકત આવે એમ નહોતું.

મૃગેન્દ્રે વરંડામાં આવીને કહ્યું : "સ્મૃતિ..."

સ્મૃતિ કશું બોલી નહિ – માત્ર આ તરફ ફરીને મૃગેન્દ્ર સામે જોઈ રહી. મૃગેન્દ્રે કહ્યું : "આટલી બધી ઉપાધિ વહોરવાનું પ્રયોજન શું હતું? દરેકના મનમાં બળતરા અને ચિંતા ઊભી કરવાનું કારણ..."

સ્મૃતિ ઉઠને ઊભી થઈ. સાડીનાં પાલવનો એક ખૂણો હાથમાં લઈ, નમેલા વદને તે બોલી : "મારી જાતને હું પીડામાંથી બચાવવા માગતી હતી! એ સિવાય..."

"એ સિવાય શું?"

સ્મૃતિએ કહ્યું : "આપ શા માટે રોકાઈ ગયા?"

મૃગેન્દ્રે કહ્યું : "એ ઉચિત નથી થયું, કેમ?" મૃગેન્દ્રના સ્વરમાં કટાક્ષ હતો.

મૃગેન્દ્ર ઘડીક નીરવ રહ્યો : પછી સ્મૃતિ સામે જોઈને બોલ્યોઃ

"ઉચિત અને અનુચિતની વ્યાખ્યા દરેકના માટે સમાન નથી હોતી! માટે હું રોકાઈ ગયો. પણ તેં આ નવલકથા ન રચી હોત તો ચાલત! આજસુધી તારી ઈચ્છા વિરુદ્ધ કોઈએ હાથ ઉંચો નથી કર્યો! અને તું બધાને પરેશાન કરે, એવો અપરાધ પણ તારા પ્રત્યે કોઈએ નથી કર્યો! એ લોકો કોઈપણ ઉપાયે જવા ચાહતા નહોતા, મેં જ એક રીતે સમજાવી – જોર કરીને સહુને વિદાય કર્યા છે. બધાના કાળજામાં તેં કેટલી ચિંતા ભરી દીધી છે, એ કહે જોઉં? આ પ્રસંગના બહાને કદાચ બેંદુના લગ્નમાં કંઈ વાંધો ઊભો થાય તો? એના જીવનને આટલું બધું નુકશાન કરવાનો તને શો અધિકાર છે?"

સ્મૃતિ એકદમ મૃગેન્દ્રના પગ પાસે બેસી ગઈ. મૃગેન્દ્રના પગ પર હાથ રાખીને કરુણ સ્વરે બોલી: "મને ક્ષમા કરો. હું બરાબર સમજી શકી નહોતી! મનના અંધ આવેશથી..."

પગ ઉપરથી સ્મૃતિનો હાથ અળગો કરી, સ્મૃતિને ઊભી કરીને મૃગેન્દ્રે કહ્યું: "શા સારું મનનો અંધ આવેશ? ત્યારે તારી ભૂલ તું સ્વીકારે છે?"

સ્મૃતિએ કહ્યું: "હા. ઘેર પાછા ફરવાની વાતથી મારા મનમાં બંદીવાન થવાનો ભય લાગતો હતો. નાની દિવાલો વચ્ચે બાપુજી કદાચ બળજબરીથી મારાં લગ્ન કરી નાખે તો...?"

મૃગેન્દ્રે કહ્યું: "તારે લગ્ન તો કરવાં જ પડશે. એક અવાસ્તવિક ખ્યાલ લઈને તું તારા મનમાં ગમે તે પ્રકારની સૃષ્ટિ રચે, અને તારા પિતા એમાં સહકાર આપે તો એમના પિતૃ – કર્તવ્યમાં એટલી ત્રુટી આવે! તારા પ્રત્યે મારા હૃદયમાં શ્રદ્ધા છે, પણ તારા આ તરંગનું હું કદી સમર્થન કરી શકું નહિ. એકાદ નવલકથાની ધૂનનો આશ્રય લઈ ને તું રહે, એ એટલું કઠિન છે કે, એ સાચું હોય તો પણ સહી શકાય નહિ!"

સ્મૃતિએ કહ્યું: "આપ લગ્ન કરવા ઈચ્છો છો?"

મૃગેન્દ્રે કહ્યું: "જરૂર. સંસારની આશા કોને ન હોય?"

સ્મૃતિએ કહ્યું : "આપને લગ્નમાં આશા છે, આપ તે પૂર્ણ કરવા ઇચ્છો છો – કરો, હું એમાં વિરોધ કરવા નથી માગતી. પરંતુ આ લગ્નમાં મારે કોઈ આશા ન હોય, છતાં મારે લગ્ન કરવાં જોઈએ, આપ સહુનો આ કેવો જુલમ છે! આપની આશા આપ પૂરી કરી શકો છો, એમાં કોઈનો વિરોધ નહિ – અને મારી આશા હું પૂરી કરવા ચાહું તો વિરોધનો પહાડ ઊભો થાય – આ કેવો કાયદો છે, એ હું સમજી શકતી નથી!"

મૃગેન્દ્રે કહ્યું : "કોઈ પાગલ ધૂનના જોરથી અગાશી પરથી નીચે પડવા માગે, ત્યારે એના જીવનને બચાવવા માટે શું માણસ એને રોકવાનો પ્રયત્ન ન કરે?"

સ્મૃતિએ કહ્યું : "પરંતુ હું પાગલ નથી. તમે આ ઉપમા આપો છો, એ તમે શક્તિશાળી છો માટે, તમારો સ્વાર્થ છે તેથી..."

મૃગેન્દ્રે કહ્યું : "જવા દે. તારી સાથે વિવાદ કરવા નથી માગતો. લગ્ન ન કરવાં હોય તો, ભલે ન કરીશ, પરંતુ તારા આત્મીયજનો પ્રત્યે તારું કંઈક કર્તવ્ય છે, કંઈક જવાબદારી છે...એ તું તારા સ્વાર્થ ખાતર ભૂલી ન જઈશ."

સ્મૃતિએ કહ્યું : "ત્યારે આપ મને શું કરવાનું કહો છો?"

"બીજું કશું ન કરીશ. તારા પિતાશ્રીના સંસારની જે વ્યવસ્થા છે, એ વ્યવસ્થા એમની એમ રહેવા દે. એ વ્યવસ્થા વચ્ચે તું કોઈ નવો વિપ્લવ ઊભો ન કરીશ. એ વિપ્લવ કરવાનો અધિકાર તને નથી."

સ્મૃતિએ કહ્યું : "મારા જીવનનું કોઈપણ લક્ષ્ય હોય, તો એને પીસી – ચોળીને હું ત્યાં પડી રહું – કેવળ પારકાનાં મોઢાં જોઈને?"

મૃગેન્દ્ર આ પ્રશ્નનો તત્કાળ કોઈ ઉત્તર આપી શક્યો નહિ – શૂન્ય નયને આકાશ સામે જોઈ રહ્યો. પોતાની જાતને પીસીને બીજાના જીવનની વ્યવસ્થા ક્યાં સુધી જાળવી શકાય – આ એક ગંભીર સમસ્યા છે! આ સમસ્યાના સમાધાનનો કોઈ ઉપાય મૃગેન્દ્રને મળી શક્યો નહિ! પારકા ખાતર પોતાનું બલિદાન દેવું, સ્વાર્થનું વિસર્જન કરવું

એ બધું સાંભળતા સારું લાગે છે, કહેતાં પણ સારું લાગે છે! પરંતુ જીવનમાં પચાવવું એ કેટલું સંભવિત છે, અને સંભવિત હોય છતાં એ ઉચિત છે કે અનુચિત – એ વસ્તુ કોણ સમજાવી શકે? પુસ્તકોમાં કદાચ આ રહસ્યની મીમાંસા મળી શકે, પરંતુ માણસનું જીવન કંઈ નિર્જીવ અને મૂંગી કિતાબ જેવું નથી!

ઘડીભર નિરુત્તર રહ્યા પછી મૃગેન્દ્રે કહ્યું: "ક્યાં હતી, ક્યારે આવી, વગેરે પ્રશ્નો કરીને તને કંટાળો આપવાની મારી ઇચ્છા નથી. પરંતુ તું થાકી ગઈ છે, રાત પણ લગભગ પૂરી થવા આવી છે. જો સૂઈ જાય તો સારું કહેવાય, કેમ?"

સ્મૃતિએ કહ્યું: "નિદ્રા આવતી નથી."

મૃગેન્દ્રે કહ્યું: "મને આવે છે, પણ એક બાબતમાં નિશ્ચિંત ન બની શકું ત્યાં સુધી હું સૂઈ શકીશ નહિ." આટલું કહીને તેણે સ્મૃતિ સામે જોયું.

સ્મૃતિ એના સામે જ જોઈ રહી હતી – વરંડા પાસે ઓરડાના બારણા નજીક એક હરીકેન બળતું હતું. એ પ્રકાશથી મૃગેન્દ્રે સ્પષ્ટ જોયું કે સ્મૃતિની દ્રષ્ટિ પ્રશ્ન ભરી છે! મૃગેન્દ્રે કહ્યું: "મને તું વચન આપ કે, મને કહ્યા વગર તું આ ઘરમાંથી ચાલી નહિ જાય! આનો ઉત્તર મને નહિ મળે, ત્યાં સુધી તારી ચોકી કરવાનો ભાર મારા ઉપર છે."

"ચોકી?" સ્મૃતિના સ્વરમાં અભિમાનની ઝાંખી થઈ!

મૃગેન્દ્રે કહ્યું: "કોઈ ચોરની ચોકી નહિ, પણ વ્યાધિમાં સપડાયેલા પ્રિયજનની રક્ષા કરવાના શુભ ઈરાદા ભરી આ ચોકી!"

સ્મૃતિ હળવું હસી: હસીને બોલી: "સારું, પણ આ વચન કેવળ આજની રાત માટે છે! અન્ય દિવસ માટે આ વચન આપી શકતી નથી. મારા મન વચ્ચે તોફાન ચાલે છે...આ વંટોળમાં કોણ જાણે કેટલુંય નાશ થઈ રહ્યું છે – સ્નેહ, માયા, સંસાર – એ હું સમજું છું! તેથી જ મોઢાનું આપેલ વચન આ તોફાન સામે કેટલા દિવસ રહી શકે, એ હું નથી જાણતી."

મૃગેન્દ્રે કહ્યું : " આ પણ તારી ભૂલ છે. તોફાન ! શેનું તોફાન ! કેટલાક અસ્વાભાવિક અને ઘેલછા ભર્યા વિચારો અકારણ ઊભા કરીને તેં જાતે જ વંટોળ જગવ્યો છે ! સારું, અન્ય દિવસ માટે કંઈ નહિ, આજ પુરતું વચન મળશે તોય હું કૃતાર્થ થઈશ."

"એ વચન હું આપું છું."

મૃગેન્દ્રે સ્થિર નજરે સ્મૃતિ સામે જોઈ ને કહ્યું : "સ્મૃતિ...!"

"શું ?"

મૃગેન્દ્રે કહ્યું : " માત્ર એક જ વિનતિ...સેવા અને પરિચર્યામાં તેં તારી જાતનો ઉત્સર્ગ કર્યો છે, માટે જ એક વિનતિ કરવાનું સાહસ કરું છું."

" કહો."

મૃગેન્દ્રે કહ્યું : " બેસી રહેવું કે ઊભા રહેવું ન ચાલે -- આ વરંડામાં સૂઈ રહે. નિદ્રા આવે એવો પ્રયત્ન કર. હું ઓરડામાં સૂઈ રહું છું. મને ખાત્રી છે કે, નિદ્રા આવશે એટલે કાલ સવારે તારી સાથે વાતો કરીને કદાચ તને સમજાવી શકીશ. તારું આ તોફાન કેવી રીતે શાંત થાય ! મનનું તોફાનતો તને પણ નહિ ગમતું હોય, શું કહે છે ?"

સ્મૃતિએ કહ્યું : " તોફાનમાં અશાન્તિ છે, ઇચ્છા કરીને એ કોણ વહોરે, કહો ?"

મૃગેન્દ્રે કહ્યું : " સારું, ત્યારે મારી વિનતિનું હવે રક્ષણ કર : કૃપા કરીને ઘડીક સૂઈ જા -- આ વિનતિ માન્ય રાખી શકીશ ને ?"

સ્મૃતિએ કહ્યું : " હા. હું સૂઈ જઈશ. પણ એ પહેલાં આપનું બિછાનું ? શું બાંધેલ છે ?"

મૃગેન્દ્રે કહ્યું : " મારે બિછાનાની કશી જરૂર નથી. હું પાટ ઉપર......"

સ્મૃતિએ કહ્યું : " એ ન બને. હું ન આવી હોત, તો તમે તમારી મરજીમાં આવે એ કરી શકત ! પણ જ્યારે હું આવી છું..."

વચલા ખંડમાં બિછાનું બાંધેલ પડ્યું હતું – શિવુને આ ખ્યાલ ન રહ્યો ! સ્મૃતિએ ખોલીને બિછાનું બહાર કાઢ્યું : મૃગેન્દ્ર એને સહાય કરવા ગયો, એટલે સ્મૃતિએ કહ્યું : " ના, આપ રહેવાદો. "

" સારું. "

સ્મૃતિએ પાટ પર બિછાનું પાથર્યું. મૃગેન્દ્ર જોઈ રહ્યો હતો. બિછાનું પાથરીને સ્મૃતિ બોલી : " સૂઈ જાઓ ત્યારે. જમ્યા લાગતા નથી કેમ ? "

" હા. પરોઢ થવાને હવે વાર નથી. આટલી મોડી રાતે ખાવું મને પસંદ નથી..."

" ત્યારે હવે સૂઈ જાઓ. "

મૃગેન્દ્રે કહ્યું : " સૂઈ રહું છું, પણ એક ઓસીકું તું લેતી જા–એમને એમ સૂઈ રહેવું ઠીક નહિ. "

" મને આદત છે ! "

" પણ એ ચિંતામાં મને ઊંઘ નહિ આવે ! "

" સારું, લાવો એક ઓશીકું..."

એમ જ થયું. વરંડામાં ઓશીકું રાખીને સ્મૃતિ સૂતી. બિછાના પર બેસીને મૃગેન્દ્રે સાદ કર્યો : " સ્મૃતિ..."

" કેમ ? કંઈ જોઈએ છે ? "

મૃગેન્દ્રે કહ્યું : " સ્મૃતિ ! મારા મનની માયાને તું પીસી ન નાખતી : એ અપૂર્વ છે ! મારો સઘળો થાક માયાના સ્પર્શથી ઉતરી ગયો છે ! "

સ્મૃતિએ કશું કહ્યું નહિ. ઉઠીને હરીકેનની વાટ ધીમી કરી. તે વરંડામાં સૂઈ ગઈ. ચારે દિશાઓ શાંત હતી. માત્ર સમુદ્રના તરંગો કિનારા સાથે અથડાઈ રહ્યા હતા – આર્તરવ ઊભો કરતાં હતાં. મૃગેન્દ્રે શય્યામાં પડીને આંખો મીચી.

૨૨

## જીવલેણ વ્યાધિ

સ્મૃતિને દેશમાં પાછી લઈ જવા માટે મૃગેન્દ્રે અથાગ કોશિશ કરી – ઘણી વિનતિ કરી, પણ સ્મૃતિ ઘેર જવા રાજી ન થઈ. સ્મૃતિએ કહ્યું: "મારું કર્તવ્ય મેં નક્કી કરી લીધું છે. એમાંથી મને કોઈ ચલાયમાન કરી શકશે નહિ."

નિષ્ફળ બનીને છેવટે મૃગેન્દ્રે કહ્યું: "માને અહીં આવવા માટે લખું? જેમ બને તેમ વહેલાં આવે. આપણે બે જણાં આ ઘરમાં છીએ, એટલે લોક નજરે..."

સ્મૃતિએ કહ્યું: "મને એમાં કશી આપત્તિ નથી. આપને હું બરાબર ઓળખું છું. આપની પાસે હું મારી જાતને સલામત સમજું છું."

ઘડીક મૌન રહીને સ્મૃતિએ ફરી કહ્યું: "માત્ર આપ શા માટે – તમે બધા જો સલામતિથી અને નિર્ભય પણે સર્વસ્થળે ફરી શકતા હો, તો હું કેમ ન ફરી શકું? જે દુર્બળ છે, તેને જ ભય છે."

આ સાંભળીને મૃગેન્દ્રના મનને જરા આંચકો લાગ્યો. ઘણા સમય પહેલાં મૃગેન્દ્રે સારા સારા દાક્તરો સાથે સ્મૃતિ માટે વિચારણા કરી હતી. દાક્તરોએ એ વખતે કહેલું કે 'આ hystericsનું એક લક્ષણ છે. દવાઓથી આ દરદ ન મટી શકે. એના આરોગ્ય માટે ચારે તરફ ખૂબ ફરવું જોઈએ, અનેક પ્રકારના સ્ત્રી પુરુષોના પરિચ-

યમાં આવવું જોઇએ, હાસ્ય—આનંદ અને રમતમાં સમય રોકવો જોઇએ. આમ થાય તો મગજમાં ઘર કરી ગયેલો વિચાર દૂર થઇ શકે અને એના સ્થાને અન્ય વિચારોનું પ્રભુત્વ રહી શકે.' મૃગેન્દ્રે આ વિષય સંબંધી કેટલાક ગ્રંથો પણ ભેગા કર્યા હતા. પાશ્ચાત્ય પંડિતોએ આ દરદ પર જે કંઇ વિચારો રજુ કરેલા, એ બધા વિચારો મૃગેન્દ્રે આ પુસ્તકો દ્વારા ખાનગીમાં વાંચેલા. સતીપદને પણ આ પુસ્તકો સંબંધી મૃગેન્દ્રે કોઇ દિવસ કશું જણાવા દીધું નહોતું.

લગભગ એકાદ માસ પછી માનો પત્ર આવ્યો : ' લગ્ન કાર્ય સરસ રીતે પૂરું થયું છે : બેંદુ પ્રત્યે એ લોકોની ખૂબ મમતા છે. દરદાગીના વગેરે ખૂબ સારી રીતે કર્યા છે. બેંદુ તો સુર ગૃહમાં ખૂબ આદર પામી છે. સતીપદ બાબુ ત્યાં આવી શકશે નહિ – એમના મનમાં સ્મૃતિ માટે અરુચિ થઇ છે.' અંતમાં માએ લખેલું કે : 'હું બે ચાર દિવસમાં જ તમારા તરફ આવવા રવાના થઇશ. રથયાત્રાનો મેળો નજીકમાં છે. એ સિવાય તને જોયા વગર અને ગમતું પણ નથી.'

મૃગેન્દ્રે સ્મૃતિને કહ્યું : " બે ચાર દિવસમાં મા આવશે, સ્મૃતિ ! "

સ્મૃતિએ કહ્યું : " ઘણું સારું. મારી પણ એવી જ ઇચ્છા હતી..."

મૃગેન્દ્રે કહ્યું : " પણ તારા પિતાશ્રી નહિ આવે – આવી શકશે નહિ – તારાં ભાઇ – બહેનો પણ નહિ આવી શકે..."

" આવ્યા હોત તો સારું થાત – એ લોકોને ખૂબ દુઃખ પડશે. "

મૃગેન્દ્રે કહ્યું : " એ લોકો પર તારે ક્યાં માયા મમતા હતી ! કયા લોભે આવે ? રસોઇ પાણીને સાર–સંભાળ લેવાનું તો પગારદાર માણસ પાસેથી મેળવી શકાય છે ! "

સ્મૃતિ ઘડિક મૌન રહીને બોલી : " હું પરણીને સાસરે ગઈ હોત, તો એમની સાર સંભાળ કોણ રાખત ? "

મૃગેન્દ્રે કહ્યું : " કદાચ એ લોકો સાથે એવી સરત કરી હોય કે એ બધાની સારસંભાળનો ભાર પણ તારું શ્વસુર ગૃહ રાખે, તો પછી ? '

સ્મૃતિએ કહ્યું : " પણ હું એ જવાબદારી લેવા શા માટે દઉં ! "

સ્મૃતિની વાત સહજ હતી. મૃગેન્દ્રના મનમાં થયું: સ્મૃતિએ આ વિષય પર આવી સહજ ચર્ચા કોઈ દિવસ કરી નથી! એનું મન પ્રસન્ન થયું: કંઈક આશા પણ દેખાણી! એ આશાના ઝાંખા પ્રકાશ સામે લક્ષ્ય રાખીને મૃગેન્દ્રે કહ્યું :– "એક કામ કરીશ, સ્મૃતિ?"

"શું?"

"ચાલ, આપણે કેટલાક દેશોમાં ઘૂમી આવીએ. પહાડ, પર્વત, નદી–સરોવર જોઈએ. કાશી, હરદ્વાર, વૃંદાવન, મથુરા, કાશ્મીર, પંજાબ, મુંબઈ, મદ્રાસ, સિલોન વગેરે સ્થળો ખૂબ આનંદ આપશે."

સ્મૃતિએ કહ્યું: "સારૂં, ચાલો. હું રાજી છું."

મૃગેન્દ્રે કહ્યું: "માને આવવા દે. આપણે બે જો જઈએ તો, પાંચ માણસો આપણા માટે કોઈ જૂદા સંપર્કની કલ્પના કરી બેસે, અને એ તને ગમશે નહિ."

સ્મૃતિએ કહ્યું: "લોકોની વાતોનો મને ભય નથી. પણ માને આવી જવા દો...એ સિવાય હમણા જવામાં એક બાદ પણ છે..."

"બાદ?"

સ્મૃતિએ કહ્યું: "રથયાત્રાના મેળા વખતે સેવાશ્રમમાં કામ-કાજનો ભાર ખૂબ વધી પડશે, અને આશ્રમમાં સેવા કરનારા માણસો ઘણા ઓછા છે. હું એ લોકોને કહી આવી છું કે જ્યારે જરૂર પડે ત્યારે મને બોલાવે."

મૃગેન્દ્રે કહ્યું: "તું આ પ્રમાણે વ્યવસ્થા કરી આવી છે? ક્યારે ગઈ હતી?"

સ્મૃતિએ કહ્યું: "હું હંમેશ ત્યાં એકવાર જાઉં છું. આપ જ્યારે વાંચવા લખવામાં પડ્યા હો છો..."

મૃગેન્દ્રે કહ્યું: "વાહ!"

× × ×

ત્યાર પછી બે ત્રણ દિવસમાં દાક્ષાયણી દેવી આવી ગયાં. અને રથયાત્રાના મેળાની ભીડ પણ જામવા માંડી. ટ્રેનો ભરી ભરીને ચારે

દિશાએથી જાત્રાળુ આવવા માંડયાં – અનેક દેશના નાના પ્રકારના લોકો ટોળા બંધ ઉતરવા માંડયાં. પુણ્યલાભની આશાએ મતવાલા બનેલાં નરનારી સારાયે શહેરમાં ઉભરાવા માંડયા. આ બધા યાત્રાળુઓ દુઃખને દુઃખ તરીકે માનતાં નહોતાં, કોઈપણ ઉપાયે રથચક્રની રજનો સ્પર્શ શરીરને થાય તો......

સેવાશ્રમમાં રોગીઓની સંખ્યા વધવા માંડી. નાનો આશ્રમ, પૂરી જગ્યા નહિ, છતાં રોગી આવતા. આશ્રમના સેવકો આઠે પ્રહર કામકાજમાં પરોવાયેલા હતા. ધર્મશાળામાં, રસ્તા પર, દરિયા કિનારે ગમે ત્યાં પડેલાં આર્ત રોગીઓને આશ્રમના સેવકો શોધી શોધીને આશ્રમમાં લાવી રહ્યા હતા. અને જરાય થાકયા વગર સેવા – પરિચર્યા કરી રહ્યા હતા.

સ્મૃતિએ આવીને સેવાના કાર્યમાં સાથ આપ્યો હતો. મૃગેન્દ્ર પણ સાથે રહ્યો. મેળાની ધમાલ! દેશમાં રહીને રથયાત્રાની ભીડ માટે ઘણું સાંભળેલું, એ સાંભળીને મનમાં એકાદ ધારણા બંધાયેલી, પણ નજરે જોયા પછી મનની એ ધારણા જાણે સાવ તુચ્છ બની ગઈ.

ધર્મના નામે માણસો દિવાના બને છે! પ્રત્યેક કાર્ય અને પ્રત્યેક ચિંતાનો ત્યાગ પણ કરી શકે છે! સ્વાર્થના બંધનો જાણે તૂટી જાય છે! લોક હૈયાનો આ ઉત્સાહ જોઈને મૃગેન્દ્રના મનમાં થયું: 'ખરેખર, અમે ભગવાન પરનો વિશ્વાસ ગુમાવીને આજે પશ્ચિમના લોકોના જડવાદ પ્રત્યે ગાડરિયા પ્રવાહ માફક ધસી રહ્યા છીએ.'

સંધ્યા સમયે ગરૂડ સ્થંભ પાસેથી એક તરુણ બંગાળીને લાવવામાં આવ્યો. પોષાક પરથી જણાતું, કોઈ ખાનદાન કુટુંબનો માણસ હશે. જવરના પ્રબળવેગથી બેહોશ બનીને પડેલો.

રાતે સેવાનો ભાર સ્મૃતિ ઉપર હતો. સ્મૃતિ એ તરુણ દરદીના કપાળ પર પોતાં મૂકતી એની શય્યા પાસે બેઠી હતી. દરદી જ્વરના વેગમાં બકી રહ્યો હતો. એ પ્રલાપમાંથી જે કંઈ જાણી શકાયું, તે એ હતું – સુધા નામનું કોઈ એને પ્રિયજન છે. એ સુધાને લઈને પુરીમાં આવેલો.

રાતના ત્રણ વાગે મૃગેન્દ્રે આવીને કહ્યું : "શિવુ આવ્યો છે, તું હવે ઘેર જા. હું બેસું છું."

સ્મૃતિએ કહ્યું : "આ માણસ સાથે કોઈ એના અંગનું માણસ હોવું જોઈએ – એનું નામ સુધા. એના માટે વારંવાર ઝંખના કર્યા કરે છે. જો સુધા એની સ્ત્રી હોય તો ? કંઈક તપાસ કરવાની જરૂર છે"

મૃગેન્દ્રે કહ્યું : "સુધાની તપાસ આ ભરચક મેળામાં કેવી રીતે કરી શકાય ?"

સ્મૃતિએ કહ્યું : "હું આ દરદીને કંઈક તાવ ઓછો થશે, એટલે પૂછી જોઈશ."

મૃગેન્દ્રે રોગીના કપાળ પર હાથ મૂકીને કહ્યું : "ઓહ્. ઘણો તાવ લાગે છે ?"

સ્મૃતિએ કહ્યું : "દાક્તર આઈસબેગ મૂકવાનું કહી ગયેલ છે... પણ કશું સમજી શકાતું નથી."

મૃગેન્દ્રે કહ્યું : "ત્યારે તું સ્મૃતિ..."

સ્મૃતિએ કહ્યું : "જાઉં ?"

જવાની ઇચ્છા થતી નહોતી – આ બધા દુઃખી દરદીઓને છોડી ઘેર નિદ્રા શેની આવે ?

મૃગેન્દ્રે કહ્યું : "હા, તું જા. દરેક કાર્યમાં નિયમ હોય છે. તું તારા માટે નિયમોનો ત્યાગ કરે, એથી બીજાને કોઈને લાભ નુકશાન નથી – પણ અહીં તો આશ્રમના નિયમોને માનવા જોઈએ – એ શિસ્ત છે."

સ્મૃતિ સ્થિર નજરે મૃગેન્દ્ર સામે જોઈ રહી. ત્યાર પછી ધીરે ધીરે ચાલી ગઈ.

મૃગેન્દ્ર દરદીના મસ્તક પાસે બેઠો – અડખે પડખે બીજી પણ કેટલીક શય્યાઓ હતી. દરદીઓના કરુણ પોકાર વડે સેવા આશ્રમ ગુંજી રહ્યું હતું :

મૃગેન્દ્ર વિચારતો હતો : આથી મોટું કાર્ય માણસના જીવનમાં અન્ય કોઈ નથી. દુઃખી અને દરદીઓના હૃદયને કંઈક પણ આરામ જો આપી શકાય – આહા, એના જેવા અસહાય કોણ છે? ખાસ કરીને આ મેળામાં – આવી રીતે જે લોકો બિમાર પડે છે......

પાંચ સાત દિવસ સુધી સારાયે શહેરમાં કલરવનો અંત રહ્યો નહિ. ત્યાર પછી આ ભીડ કોઈ માયાપુરી માફક ઓછી થઈ ગઈ... પુરનો પ્રવાહ જે રીતે ધરતીનો ગ્રાસ કરી–ડૂબાડી–ધરતીના ચિહ્નને પણ વિલુપ્ત કરી નાખે છે, અને ત્યાર પછી પ્રવાહના પછડાટથી ચગદાયેલ ધરતી કાદવ ભરી અને બદસુરત લાગે – તે રીતે સ્વસ્થ માણસો ક્યાંક ચાલ્યા ગયાં અને રહી ગયાં રોગી, દરદી, અસહાય અને બિચારાં – જે લોકોમાં કશી શક્તિ નહોતી!

સુધાનો ક્યાંઇ પત્તો ન લાગ્યો. કેટલાક દિવસો સુધી તાવમાં રહ્યા પછી રોગીના શરીર પર શીતળાના દાણા દેખાયા. દરદીને તરત અન્ય સ્થળે બદલાવવો પડ્યો. બાજૂમાં જ એક ઝૂંપડું બાંધીને દરદીને ત્યાં ફેરવવામાં આવ્યો. ત્યાર પછી સેવા–આશ્રમના સેવકો માથે કામનો ઘણો બોજો હતો : સ્મૃતિએ કહ્યું : "એની સેવાનો ભાર હું લઉં છું."

મૃગેન્દ્રે કહ્યું : "હું પણ......આ કાર્ય એકનું નથી."

સ્મૃતિએ પ્રબળ નિષેધ કરતાં કહ્યું : "આપ પુરુષ છો. આપને અહીં રોકી લેવામાં આવે તો બહારનાં બીજા કામમાં ઘણી મુશ્કેલી ઊભી થાય."

પણ મૃગેન્દ્રે આ વાત કાન પર ન લીધી.

સ્મૃતિએ કહ્યું : "સારું. હાલ તરત તમે રીઝર્વ રહો. હું થાકીશ ત્યારે તમને બોલાવીશ."

મૃગેન્દ્રે કહ્યું : "આ પુણ્ય ભૂમિ પર ઊભી રહીને આ વાત કહે છે ને?"

"હા, હા. હું કદી જૂઠું બોલતી નથી." સ્મૃતિના સ્વરમાં જરા ચીડ હતી. એ ચીડ મૃગેન્દ્રના ચિત્તને સ્પર્શી ગઈ! મૃગેન્દ્રને આનંદ થયો.

પરંતુ ધાર્યું હોય જુદું અને થાય જુદું! દાક્ષાયણી દેવીએ આ વાત સાંભળી ત્યારે મૃગેન્દ્રને કહ્યું: "એને આ કામ શા માટે કરવા દીધું, મૃગુ? એ તો ભયંકર અને ચેપી રોગ છે..."

મૃગેન્દ્ર એ જાણતો હતો. પણ સ્મૃતિનેય તે સમજતો હતો. તે બોલ્યો: "એ કોઈનું સાંભળે એવી ક્યાં હતી, મા!"

દાક્ષાયણી દેવીએ કહ્યું: "તો પછી એને રસી મૂકાવી દે."

રસી મૂકાવવાની વ્યવસ્થા હતી નહિ. એ વ્યવસ્થા થાય એ પહેલાં જ સ્મૃતિને જ્વર આવ્યો. સાથે સાથે તેના આખાએ શરીરમાં વેદના. મૃગેન્દ્રે કહ્યું: "તારો કોઈ નિષેધ સાંભળીશ નહિ. અત્યારે જ તને ઘેર લઈ જઈશ."

નિષેધ કરવા જેવી શક્તિ સ્મૃતિમાં હતી નહિ – બોલતાં કષ્ટ થતું હતું. માથામાં અસહ્ય વેદના – આંખો ખોલી શકાય નહિ. સ્મૃતિ સમજતી હતી કે આશ્રમમાં પડ્યા રહેવાનો અર્થ...પોતે સેવા કરી શકે તેમ હતી નહિ. અને આશ્રમ પર એક વધુ બોજ મૂકવાનો હતો! પણ મૃગેન્દ્રને ત્યાં રહીને ય એ લોકોને ઉપાધિમાં નાખવાના હતા ને? કદાચ શિતળા દેખાવ દે તો? સ્મૃતિ વિચારી શકી નહિ – માથામાં પ્રબળ વેદના થવા માંડી.

મૃગેન્દ્ર ગાડી લઈ આવ્યો. સ્મૃતિમાં ચાલવાની શક્તિ પણ નહોતી રહી. મૃગેન્દ્રે એને બંને હાથે ઊંચકીને ગાડીમાં મૂકી.

દાક્ષાયણી દેવીએ ધ્રૂજતાં ધ્રૂજતાં કહ્યું: "મને જે ભય હતો તે જ છે. તું અત્યારે જ સારા દાક્તરને બોલાવ. અહીં સિવિલસર્જન જરૂર હશે, કેમ?"

"હા. હું ચિઠ્ઠી લખીને શિવુને હમણાં જ મોકલું છું. હું પોતે નહિ જઈ શકું મા. ત્યાં સુધી આની પરિચર્યા......"

દાક્ષાયણી દેવીએ કહ્યું: "હું પણ એની પાસે જ રહીશ...... બેટા......!"

દાક્તરે આવી તપાસીને કહ્યું : "શીતળા નીકળવાનો ભય લાગે છે. હવે રસી મૂકી શકાશે નહિ."

દાક્ષાયણી દેવીએ મૃગેન્દ્રને કહ્યું : "તું એના પિતાને સમાચાર મોકલ. હજાર ગુના થયા હોય પણ પેટની પુત્રી! તું અત્યારે જ ટેલીગ્રામ કરી દે......"

ટેલીગ્રામ કરવામાં આવ્યો. જવાબમાં સતીપદે જણાવ્યું : 'ભાઈ મૃગુ, હું કેવી રીતે આવું, મહા ઉપાધિમાં પડ્યો છું. અહીં બાળકો 'ઈન્ફ્લુએન્ઝા'માં સપડાયાં છે. તારો આશ્રય છે, ભાઈ. પણ તું ખૂબ સાવધ થઈને રહેજે. તારી જાતને બચાવીને સેવા કરજે. જો તું સપડાઈશ તો ઉપાધિનો પાર નહિ રહે. બાળકોને કંઈક ઠીક થશે તો તરત હું આવીશ. મને હંમેશ એક પત્ર લખતો રહેજે. હું તમારા બધા માટે હંમેશ ચિંતામાં રહ્યા કરીશ.....'

ચોથે દિવસે શિતળાના દાણા દેખાયા. દેહ પર એક તલનીયે જગ્યા ન રહી. દાક્તરે આવીને કહ્યું : "ઘણો ગંભીર કેસ છે. આપ રસી મૂકાવી દો. આ ઋતુમાં આ રોગ થતો નથી, પણ આ મેળામાં તો અનેક દરદો ઊભાં થાય છે!"

રોગ ગંભીર હતો, એ તો સહુ જાણતા હતા. જ્વર જેટલે પ્રબળ હતો, તેટલી યાતના પણ પ્રબળ હતી. દાક્તર હંમેશ બે વખત આવીને જોઈ જતો. બે નર્સ રોકવામાં આવી હતી. એ સિવાય દાક્ષાયણી દેવી અને મૃગેન્દ્રની પરિચર્યાનો અંત નહોતો. એક પળ માટે પણ કોઈ સ્મૃતિનો ઓરડો છોડવા ઇચ્છતા નહોતા.

જ્વરના વેગમાં સ્મૃતિ ઘણું બકી જતી! પોતાની પ્રતિજ્ઞા, પિત પરનું અભિમાન, મા માટેની દર્દભરી વેદના વગેરે ખૂબ બોલાતું : એક દિવસે એકાએક તે બોલી ઊઠી : "ક્યાં છે, મૃગેનબાબુ ક્યાં છે?"

મૃગેન્દ્ર બાજૂમાં બેસીને દાડમનો રસ કાઢી રહ્યો હતો. તે ઊઠીને સ્મૃતિ પાસે આવ્યો અને બોલ્યો :–"શું કહે છે, સ્મૃતિ?"

સ્મૃતિના નયનો ખુલ્લાં હતાં–દૃષ્ટિ તીક્ષ્ણ હતી–જ્વરનો નશો–એમાં જરાય સંશય નહોતો. સ્મૃતિએ કહ્યું : "આપનું કહેવું નથી માન્યું, એટલે મારા પર રોષે ભરાયા છો ને?"

"હું રોષે નથી ભરાયો. રોષ શા માટે કરું?" મૃગેન્દ્રનો સ્વર સ્નેહના દર્દથી ભરેલો હતો.

દાક્ષાયણી દેવી હમણાં જ નહાવા માટે ગયાં હતાં – મૃગેન્દ્રે માંડ માંડ મોકલેલાં.

સ્મૃતિ બોલી : "હા, મારા પ્રત્યે આપને રોષ થયો છે. શા માટે ન કરો? મારા ખાતર આટલું કર્યું, એના બદલામાં મેં જરાય કૃતજ્ઞતા પણ ન બતાવી......"

રોગનો પ્રલાપ! મૃગેન્દ્રે કહ્યું : "તું શાંત થઈ ને સૂઈ રહે, સ્મૃતિ! શા માટે આવી બધી વાતો કરે છે? મેં તારા ઉપર રોષ કર્યો નથી – કરી શકું નહિ!"

સ્મૃતિએ કહ્યું : "ના. રોષ કરશો નહિ. આપને કષ્ટ દેવા ખાતર શું મેં આપની વાત નથી સાંભળી? એમ નથી. મારું હૃદય કેવા ભયથી ભરેલું છે, એ તમે નહિ સમજો! સંસાર કોણ ન ચાહે? પણ સંસારનું પરિણામ તો આ રોગ શય્યા ને?"

આ મહાચિંતા વચ્ચે પણ મૃગેન્દ્રના મનમાં આનંદની એક હળવી પ્રકાશ રેખા દોરાણી. જાણે અંધકાર ભર્યા આકાશમાં નક્ષત્રનું એક નાનું બિન્દુ! ત્યારે તો સ્મૃતિએ એ બધી વાતો ખૂબ દરદ સાથે વિચારી લાગે છે! સ્મૃતિને મૃગેન્દ્ર સમજતો હતો. પારકા માટે પોતાનું જીવન આ રીતે જે સોંપી શકે છે, જેના પ્રાણમાં માતાના કરુણ મૃત્યુ પછી પણ માતાનું કાર્ય કરવાની તમન્ના રહી છે, જે હરહંમેશ સેવા અને પરિચર્યામાં પોતાની જાતને અર્પણ કરી રહી છે, તે શું મૃગેન્દ્રના મનની વેદનાને વિચારે પણ નહિ?

મૃગેન્દ્રે કહ્યું : "બહુ ન બોલ સ્મૃતિ, હવે શાંત રહે. પહેલાં સાજી થઈ જા, ત્યાર પછી તારે જે કંઈ કહેવું હોય તે કહેજે. હું બધું સાંભળીશ."

સ્મૃતિએ આંખો મીચી. મૃગેન્દ્ર તેના સામે ઘડીભર જોઈને પાછો દાડમનો રસ કાઢવા બેસી ગયો.

પીકીંગ કપમાં દાડમનો રસ ભરીને તે સ્મૃતિની શય્યા પાસે ગયો અને બોલ્યો : " સ્મૃતિ......"

" હં..."

સ્નેહભર્યા સ્વરે મૃગેન્દ્રે કહ્યું : " આ રસ પી લે. "

સ્મૃતિ હસી : હસીને બોલી : " આપ સહુ નકામો રોષ કરો છો. તમે સમજતા નથી કે, મારા મનમાં કેટલો ભય છે ! સહુનું આમ થાય છે, એમ નથી : પણ મેં મારી આંખે જે જોયું છે, તે હું કદી ભૂલી શકતી નથી. પોતાની માતાને શું કોઈ કદી ભૂલી શકે ? "

મૃગેન્દ્ર વિસ્મિત થયો. આવા દારૂણ રોગમાં પણ આ એક જ ચિંતા એને ઘેરી રહી છે ! જાણે એક પળની પણ શાંતિ નથી !

મૃગેન્દ્રે કહ્યું : " કોઈ ન ભૂલી શકે. ભૂલવા માટે કોઈ કહેતું પણ નથી. હવે તું આ રસ પી જા. અને પછી ઘડીક સૂઈ રહે...બહુ સમજુ છે તું હો..."

સ્મૃતિએ ધીરે ધીરે આંખ ઉઘાડી. પણ ઉઘાડી રાખી શકાઈ નહિ...ખૂબ વેદના થવા માંડી.

મૃગેન્દ્રે દાડમનો રસ પાયો. રસ પીધા પછી સ્મૃતિએ પ્રશ્ન કર્યો : " મારા બાપુજી ક્યાં છે ? "

મૃગેન્દ્ર શો ઉત્તર આપે ? કદાચ સાંભળીને ઉત્તેજના આવે તો ? તેણે વિચારીને કહ્યું : " બહારના ખંડમાં બેસીને કંઈક જરૂરનું કામ કરી રહ્યા છે. "

" ઓહ..." કહીને સ્મૃતિ સ્થિર બની. મૃગેન્દ્ર એના સામે કરુણ નજરે જોઈ રહ્યો. વળી પાછા સ્મૃતિના હોઠ ફફડ્યા. તે બોલી : " મા સૂઈ ગયાં છે ? "

દાક્ષાયણી દેવી ? ત્યારે ? ના. સ્મૃતિ દાક્ષાયણી દેવી માટે જ પૂછી રહી લાગે છે !

મૃગેન્દ્રે કહ્યું : " તેઓ સ્નાન કરવા ગયાં છે. "

સ્મૃતિ બોલી : " ખીજાઈ ગયા કે ? હાશ, બચી ગઈ! પાંચ માણસો ગમે તે વાતો કરી જાય એ મને નથી ગમતું. બેંદુને કહોને કે બચુનું ઝભલું ઓટી લ્યે. બચુનું બિછાનું પણ કરી લ્યે...હું હમણાં જ આવું છું. એ બધા નકામાં તોફાન કરે છે..."

મૃગેન્દ્રની ચિંતાનો પાર ન રહ્યો. નર્સ સામે જોઈને મૃગેન્દ્રે કહ્યું : " આજે આટલું બધું કેમ બકે છે ? રોજ આવો પ્રલાપ તો હોતો નથી..."

નર્સે કહ્યું : " આ માટે આપ ચિંતા કરશો નહિ. એ જે કંઈ કહે છે એ સાવ ખોટું છે કે એમાં કંઈક સત્ય છે ? "

" ખોટું તો કશું નથી. એ બધી ભૂતકાળની ઘટના..."

નર્સે કહ્યું : " એમની સ્મરણ શક્તિને જરાય હરકત નથી આવી. એમનું માથું ખરાબ થયું છે, એમ કેવી રીતે માની શકાય ? આતો સ્વાભાવિક લક્ષણ છે ! "

મૃગેન્દ્રે કહ્યું : " દાક્તર આવે ત્યારે આ બધું કહેજો. ટેમ્પરેચર કેટલું છે ? "

" અડધા કલાક પહેલાં ૧૦૪ હતું. "

" એ ભયંકર તો નથી ને ? "

" ના, ના. હાર્ટની ગતિ ખૂબ સરસ છે. કોઈ ભય નથી. આટલા જોરથી શિતળા નિકળ્યાં હોય છતાં હાર્ટ આટલું સારું હોય, એ મારે મન તો આશ્ચર્ય છે ! " નર્સે કહ્યું.

" ગમે તે ભોગે આને બચાવવી જોઈએ. એનો પ્રાણ ઘણો કિંમતી છે. " મૃગેન્દ્રે કહ્યું.

૨૩

# આરોગ્ય

એક માસ પર્યંત યમ અને મનુષ્ય વચ્ચે સંગ્રામ ચાલ્યા, પછી છેવટે યમ હારીને વિદાય થયો. મનુષ્યની જીત થઈ. પરંતુ જેને લઈને સંગ્રામ ચાલતો હતો, એને એવી સ્થિતિમાં મૂકી ગયો, કે એના સામે આંખ ખોલીને જોઈ શકાય નહિ. શણગારેલ પ્રતિમાને વિસર્જન કર્યા પછી એ પ્રતિમાના માળખાં પણ આટલાં ભયંકર ન દેખાય!

સતીપદ આવવા માટે ઇચ્છતા હતા, પણ આવી શકયા નહિ. દાક્ષાયણી દેવીએ નિષેધ કર્યો હતો, બાળકોને મૂકીને આવી શકાય નહિ, તેમ બાળકોને અહીં લઈને આવવામાં પણ જોખમ સમાયેલું હતું. છેવટે થાકીને સતીપદે પત્રમાં લખ્યું : ' આપના હાથમાં જો સ્મૃતિ ન બચી શકે, તો એને કોઈનો હાથ બચાવી શકશે નહિ. આપ સહુ સાવધ રહેજો. મૃગેન્દ્રને રોગી પાસે જવા દેશો નહિ. '

રોગમુક્ત થયા પછી પણ સ્મૃતિના દિવસો સૂવા બેસવામાં જ જતા. બે નર્સને હજી પણ રાખવામાં આવી હતી. સ્મૃતિને એ ગમતું નહોતું – પણ પોતામાં શક્તિ કયાં હતી?

જીવન સાવ શૂન્ય જણાતું! શું માણસની આવી શક્તિ!

થોડાક દિવસના રોગમાં કયાં ચાલી ગઈ! આ શક્તિ – જેના પર સ્મૃતિને ગર્વ હતો! હાય ભાગ્ય!

સૂતા સૂતા પડખેના ખંડમાં જ્યાં સુધી દૃષ્ટિ જતી ત્યાં સુધી સ્મૃતિ જોયા કરતી. મૃગેન્દ્ર પુસ્તકોના ઢગલા વચ્ચે તન્મય રહેતા! સ્મૃતિ પાસે તે આવતો, પણ બહુ ઓછી વાર. આવીને પણ રોગ અને પથ્ય સિવાય કોઈ વાત કરતો નહિ! દાક્ષાયણી દેવી સર્વદા પાસે રહેતાં – એવી કરુણ નજરે જોઈ રહેતાં કે જે દૃષ્ટિમાં સ્નેહ – મમતાનો પ્રકાશ જોઈને સ્મૃતિ કુંઠિત બની જતી! જે લોકોની સેંકડો પ્રાર્થનાઓ અવગણી હતી, એ લોકોના મનમાં જરાયે અભિમાન જાગ્યું નથી! રોષ નથી, દ્વેષ નથી – હૃદય રેડીને રક્ષા કરી રહ્યા છે!

પથારીમાં પડયા પડયા અનેક વિચારો તેને આવતા! હાલવા ચાલવાની શક્તિ જે માણસમાં એક પળે અદૃશ્ય થઈ જાય, એ શું દરેકની સામે માથું ઉંચુ કરીને ઊભો રહી શકે? એકાકી...માણસોનું મોઢું જોવા માટે પ્રાણ તલસી રહેતો! બહારના વિશ્વમાં કલરવ-કોલાહલ ચાલી રહ્યો છે, એનો આભાસ હવામાં કવચિત ધસી આવતો, – ત્યારે એ કલરવ વચ્ચે પ્રાણને વહેતો મૂકવાનું મન થઈ જતું – પણ શરીર એવું હતું કે હાથ ઉંચો કરવા જતાં નર્સ સામે જોવું પડતું. બચવું હોય તો માણસનો સહચાર જોઈએ, માણસની સહાય જોઈએ, માણસની હુંફ જોઈએ – નહિ તો કદી બચી શકાય નહિ!

હરવા ફરવાની શક્તિ મળતાં બીજો એક માસ ચાલ્યો ગયો. સ્મૃતિનું મન ખૂબ શરમિંદુ બની ગયું હતું. આ લોકોએ પોતા માટે કેટલું કર્યું છે – કેટલું કરી રહ્યા છે! આટલો અર્થવ્યય...શરીર અને મનનો આટલો પરિશ્રમ! નિરૂપાયતા વચ્ચે દીર્ઘ નિશ્વાસ એકઠા થઈને હૃદયને જાણે દબાવી રહ્યા હતા: સ્મૃતિના મનમાં થતું: હૃદય ફાટી જાય તો જાણે બચી જવાય!

નમતો બપોર હતો. વરંડામાં ઈઝીચેર પર સ્મૃતિ પડી હતી– સામે સમુદ્રનું નીલજળ – સીમાહીન વિસ્તારથી તરંગ પર તરંગ નાચી રહ્યા હતા? દાક્ષાયણી દેવી બેઠાં બેઠાં મહાભારત વાંચી રહ્યાં હતાં. શિવુએ આવીને કહ્યું : "મા, ભાઈએ જમવાની ના પાડી છે. માત્ર ચા પીશે...ટીન સાવ ખાલી..."

દાક્ષાયણી દેવીએ કહ્યું : "ઊભો રહે, હું બીજું ટીન કાઢી દઉં છું." ત્યાર પછી સ્મૃતિ સામે જોઈને કહ્યું : "તું ન ઉઠીશ, મા... તારા કહેવા પ્રમાણે નર્સને રજા આપી છે અને એક દાસીને રાખી છે. હું જરા કપડાંની વ્યવસ્થા કરી આવું – તું અહીં જ બેસજે. આ ખુલ્લી હવા તારા માટે સારી છે...પછી આવીને તારી સાથે વાતો કરીશ. હું દાસીને મોકલું છું. તારો ચોટલો ઓળી દેશે..."

કહેતાં કહેતાં દાક્ષાયણી દેવી શિવુ સાથે ચાલ્યા ગયા.

સામેના ઓરડામાં મૃગેન્દ્ર કપડાં પહેરી રહ્યો હતો...સ્મૃતિ એ તરફ જોઈ રહી હતી. મૃગેન્દ્રે એકવાર પણ સ્મૃતિ તરફ ન જોયું – સ્મૃતિના મનમાં વેદના થઈ. એક નિશ્વાસ નાખીને સ્મૃતિએ કહ્યું : "આ તરફ નહિ આવો?"

મૃગેન્દ્રે પાછળ ફરીને જોયું. ને જાણે...

સ્મૃતિએ કહ્યું : "અહીં આવો."

મૃગેન્દ્ર આવ્યો. સ્મૃતિએ કહ્યું : "મને શા માટે બચાવી? હું ગઈ હોત તો આપ સહુને શાંતિ મળત."

મૃગેન્દ્રે કહ્યું : "મને લાગે છે કે તને શાંતિ..." તે વાક્ય પૂરું ન કરી શક્યો. સ્મૃતિ સામે જોઈ રહ્યો.

સ્મૃતિએ કહ્યું : "મરણ પછી શું છે, એ હું જાણતી નથી, એટલે જ મારી વાત કરી શકતી નથી. તો ય મારી વિદાયથી આપ સહુને શાંતિ મળત, એમાં મને સંશય નથી."

મૃગેન્દ્રે કહ્યું : "આ વાત માટે બોલાવ્યો હતો?"

સ્મૃતિએ કહ્યું : "રોષ ન કરો. એકલી પડી છું...માટે, હમણાં તો તમે પાસે પણ નથી આવતા?"

મૃગેન્દ્રે કહ્યું : " મને ભય લાગે છે, કદાચ કોઈ જૂની વાત નિકળી પડે તો ! તારું શરીર એવું છે કે એમાં કોઈ પ્રકારની ઉત્તેજના કે તર્ક ન ઉઠવો જોઈએ. "

એક નિશ્વાસ નાખીને સ્મૃતિએ કહ્યું : " હં... "

એના નયન કિનારે આંસુના બિન્દુ દેખાયા. સમુદ્ર સામે તે જોઈ રહી – સ્તબ્ધ અને અપલક નજરે–ઘણી વાતો મનમા ઉદય પામતી...પોતાની આ અસહાયતાની વેદના એના હૈયા પર વારંવાર ડંખ માર્યા કરતી.

મૃગેન્દ્રે સ્મૃતિ સામે જોયું – આંખના ખૂણે મોતી જેવું શું ચળકે છે ! આંસુ ! એ જ. એનું હૃદય ખળભળી ઊઠયું : સ્મૃતિનો હાથ પોતાના હાથમાં લઈને તે બોલ્યો : " રડે છે સ્મૃતિ ! ઘેર જવા માટે મનમાં વિચાર થાય છે ? કહે... "

સ્નેહના દર્દથી ભરેલો સ્વર ! સ્મૃતિની આંખના આંસુ બંધ તોડીને પ્રબળ સ્રોતની જેમ વહેવા માંડયા !

મૃગેન્દ્રે એના મસ્તકપર હાથ ફેરવીને કહ્યું : " રડીશ નહિ. શા માટે રડે છે, મને નહિ કહે ? "

હતાશ અને જર્જરિત નજરે મૃગેન્દ્ર સામે જોઈને સ્મૃતિએ કહ્યું : " મારું શું થશે ? "

મૃગેન્દ્રે કહ્યું : " શેનું શું થશે, સ્મૃતિ ! ધીરેધીરે તારા શરીરમાં બળ, લોહી અને તેજ આવશે. મૃત્યુના બારણેથી પાછી ફરી છો-એ વાત ભૂલીશ નહિ. તારામાં જરા વધુ શક્તિ આવશે કે તરત તને લઈને હું પ્રવાસે નીકળીશ–જ્યાં તું કહીશ ત્યાં. કાશ્મીર, મસુરી, ઉટી...જ્યાં તને સારું લાગે, ત્યાં માની સાથે એ વાત નક્કી થઈ ગઈ છે...દાક્તરે પણ મત આપ્યો છે. "

સ્મૃતિએ કહ્યું : " મારા ખાતર આટલા પૈસાનો અપવ્યય શા માટે કરો છો ? "

મૃગેન્દ્રે કહ્યું : " એ મા જાણે છે, તારા પ્રાણનું મૂલ્ય છે- એ પ્રાણ કદાચ મા કોઈ કાર્યમાં જોડી દે. "

અશ્રુભર્યા સ્વરે સ્મૃતિએ કહ્યું : " અસંભવ. આ દેહ કોઈ કાર્યમાં ઉપયોગી થઈ શકે એમ નથી. દુર્બલ શરીર! આ કરતાં તો મૃત્યુ સારું હતું ! "

મૃગેન્દ્ર નિરુતર રહ્યો. સ્મૃતિ કહેવા માંડી : " રોગમાં પડ્યા પડ્યા અનેક વિચારો આવતા હતા...સંસાર ઉપર કેટલો ભય !... રોગ અને સ્વપ્નમાં કેટલાય ચિત્રો જોયાં હતાં... "

મૃગેન્દ્રે કહ્યું : " એ ભય સાચો નથી, સ્મૃતિ! તને સેવાશ્રમના દૃશ્ય યાદ આવે છે ? દરદી ઉપર દરદી આવી રહ્યા હતા...કેવા ભયંકર દરદ હતાં...એ જોઈને તને ભય થતો હતોને કે આ લોકોને સેવા–પરિચર્યાથી કેવી રીતે બચાવી શકાશે ? "

" હા... "

મૃગેન્દ્રે કહ્યું : " એ ભય હૃદયમાં સાચવીને જો કાર્ય કરવામાં આવે તો કોઈ દરદી સારા ન થાય. એ ભય દૂર થયો હોય ત્યારે જ દરદીને નિર્ભયતા આપી શકાય છે. "

સ્મૃતિ એકાગ્ર મનથી મૃગેન્દ્રની વાત સાંભળી રહી હતી. વાત ઘણી સારી લાગતી હતી...ખાસ કરીને આવા અસહાય જીવનમાં એક સ્નેહીની પાસે.

મૃગેન્દ્રે કહ્યું : " સંસાર પણ સેવાશ્રમ છે, સ્મૃતિ. આપણી જવાબદારી ઓછી નથી. સંસારમાં વ્યાધિ–વ્યથાનો રહેશે જ. પ્રકાશની પડખે જ અંધકાર હોય છે, સંપદની પાછળ જ વિપદ હોય છે! વિપદ આવે અને ભયથી ગભરાઈને જો જવાબદારીમાંથી છટકી જઈએ તો અવશ્ય મૃત્યુ થાય. માટે જ વિપદમાં ડરવાનું ન હોય. ભયને અળગો કરી સેવા, સ્નેહ, માયા, પ્રીતિ વગેરે મેળવવાનું હોય, તો જ આ સંસાર વ્યવસ્થિત અને સુંદર બની શકે. આપણા બધા

માથે કર્તવ્ય છે, જવાબદારી છે. માત્ર પશુ જ જવાબદારી વગરનાં છે–તેથી જ એને સંસાર નથી !"

સ્મૃતિ ઘડીક મૌન રહીને બોલી : "રોગ શય્યાપર મને ઘણા વિચારો આવતા હતા. લગ્ન માટે મેં અનેક ચિંતન કરેલું...વારંવાર તમારા શબ્દો મારા હૈયા પર પછડાઈ જતા. લગ્ન એ વિલાસ નથી, વિલાસની મર્યાદા છે ! સંસાર એ પ્રજા વૃદ્ધિ નથી, પ્રજાનું પાલન છે ! પણ એ ભય...આહ, પણ આજ મારાથીએ બની શકે ? શું મારામાં સહાય કરવાની શક્તિ રહી છે ?"

મૃગેન્દ્રે કહ્યું : "સ્મૃતિ, શરીર છે તો શકિતને આવતાં શી વાર ? મનમાં પણ શકિતને જાગૃત કર...ભયને દૂર કર..."

"આજ આવા દિવસોમાં કોનો સહારો લઉં ? સારા દિવસોમાં કોઈને સુખી કર્યા નહિ..."

"સ્મૃતિ, આવું શા માટે બોલે છે ? તું મને આજ્ઞા કર. મેં તને કહ્યું હતું કે, હું છેલ્લી ઘડી સુધી તારી પ્રતીક્ષા કરતો રહીશ... શું એ ભૂલી ગઈ ?"

સ્મૃતિની બાજૂમાં જ એક નાનો અરીસો પડ્યો હતો–મહા મહેનતે દાક્ષાયણી દેવી પાસેથી મેળવી લીધો હતો. સ્મૃતિ આ અરીસામાં વખતે વખતે પોતાનો ચહેરો જોયા કરતી.

સ્મૃતિએ કહ્યું : "આ બેડોળ ચહેરો જોતાં જ કંપારી છૂટે છે !"

મૃગેન્દ્રે કહ્યું : "તું એકવાર અનુમતિ આપ સ્મૃતિ ! સમગ્ર જીવન પર્યંન્ત હું તને મારી સાથે રાખવા ચાહું છું : એક સાથે બંને મળીને આ સંસારની જવાબદારી ઉપાડી લઈએ...મારી આ એક જ આશા છે."

"પણ મારું આ શરીર...મારા ચહેરાની આ અવદશા..."

મૃગેન્દ્રે કહ્યું : "તારી ચામડીનો મને મોહ નથી ! આ દેહની પાછળ જે હૃદય રહ્યું છે, જેનો મને ઘણા સમયથી પરિચય થયો છે...કહે, કહે સ્મૃતિ શું મારી એ આશા પૂરી થશે ?"

સ્મૃતિએ નિશ્વાસ નાખીને કહ્યું : " મારૂં ભાગ્ય ! મેં જે અપરાધ કરેલ છે, અને આજ આવી વિપદ વચ્ચે રહીને...પણ આપ વિશ્વાસ રાખી શકશો ? "

" તારા પ્રત્યે અવિશ્વાસ ? તો પછી આટલા દિવસો સુધી શેની સાધના કરી હતી, સ્મૃતિ ? "

" હું જાણું છું : આપના મહત્વની સીમા નથી ! જે વિશ્વાસ સાચવી રહ્યા છો, એની સાથે એટલું પણ સાચવી લેજો, દરેક દિશાએથી આજ મારો પુર્નજન્મ થયો છે. શૂન્યતા લઈને આદર્શની છાયામાં માણુસ બચી શકે નહિ, એ વાત આપે જ કહી હતી; હું તે માનતાં શીખી છું. આપની પાસે હું ઋણી છું. આપની પડખે જીવન પર્યંત સ્થાન મળતાં હું પણ આપને બતાવી શકીશ કે, મારામાં બીજા ગમે તે દોષ હોય, હું અકૃતજ્ઞ નથી ! "

સ્મૃતિના બંને હાથ પોતાના હાથમાં દબાવીને પ્રફુલ્લિત સ્વરે મૃગેન્દ્ર કહ્યું : "કૃતજ્ઞતા ! તારી કૃતજ્ઞતાની કોને જરૂર છે ? હું તો ચાહું છું: હૈયામાં વસેલો અનંત પ્રેમ લઈને તું મારો હાથ પકડીને ઊભી રહે-મારી સાથી બનીને ! સંસાર રચવાની મારી આકાંક્ષા છે. સુખનો સંસાર—સ્નેહ, માયા...કર્તવ્ય...બંને એક બીજાના હાથ પકડીને ચાલીએ-આપણે આ સંસારને અમૃતમય બનાવી દઈએ..."

સ્મૃતિએ નિશ્વાસ નાખ્યો-ત્યાર પછી ધીરેધીરે આંખો બંધ કરી. આ વાણીથી એને ખૂબ આરામ મળ્યો હતો.

દાક્ષાયણી દેવી આ તરફ જ આવી રહ્યાં હતાં: બોલ્યાં : " શિવુ, અહીં ચા લાવ. ભાઈ અહીં વરંડામાં બેઠો છે. "

મૃગેન્દ્ર સ્મૃતિનો હાથ છોડીને ઊભો થઈ ગયો. મા સામે જોઈને બોલ્યો: " હું હવે બહાર નથી જતો મા. ઘણી વાતો કરવાની છે...તું બેસ. આપણે ત્રણ જણા મળીને નક્કી કરીએ: પ્રવાસ માટે ક્યારે અને ક્યાં જવું ? ત્યાર પછી ચા પાન કરીને તારું પંચાંગ જોઉં, ક્યારે એ તિથિ આવે છે કે..."

દાક્ષાયણી દેવીના વિસ્મયનો પાર ન રહ્યો ! તે બોલ્યાં: "તું આ બધું શું કહી રહ્યો છે ? હું કશું સમજી શકતી નથી..."

મૃગેન્દ્રે સ્મૃતિ સામે જોયું. સ્મૃતિએ ચપળતા પૂર્વક આંખો બંધ કરી હતી...એના અધરના ખૂણાપરનું હાસ્ય ખીલતા ગુલાબ જેવું જણાતું હતું. મૃગેન્દ્રે કહ્યું : "મા ! સ્મૃતિનું મોઢું જોઈને કંઈ સમજી શકાતું નથી ? એ જ વાત અમે કરતાં હતાં. અર્થાત સ્મૃતિનું શરીર જ સારું થયું છે એમ નહિ, પણ તારા હાથના ગુણથી એનું મન પણ..."

"એટલે ?" દાક્ષાયણી દેવી હજી પણ કંઈ સમજી શક્યાં નહોતાં.

મૃગેન્દ્રે કહ્યું : "મા ! તું પણ ભારે છે ! સ્મૃતિ તારી વહુ થવા રાજી છે, ખરું ને...સ્મૃતિ ?"

કમળના મૃદુ ડોલન જેવું સુમધુમ હાસ્ય સ્મૃતિના ચહેરાપર વરસ્યું. દાક્ષાયણી દેવીએ આનંદ ભર્યા સ્વરે પૂછ્યું : "સાચી વાત છે મા ! કહે..."

સ્મૃતિએ કહ્યું : "જુઓને, એ જે તે બોલે છે. શું હું એમ કહેતી હતી ? વાહ..."

હસીને મૃગેન્દ્ર બોલ્યો : "આ શ્રીક્ષેત્ર છે. અહીં અસત્ય બોલવાથી મહાપાપ લાગે ! મનના ખૂણામાં પણ આ સ્થાને અસત્ય ન સાચવવું જોઈએ. કહે જોઉં સ્મૃતિ, તારા મનમાં સંસારના ચિર–સત્યે શું આજ પોકાર નથી કર્યો ? કહે..."

આટલું કહીને મૃગેન્દ્રે સ્મૃતિના આનંદિત નયન પલ્લવપર મૃદુ કરાઘાત કર્યો.

હાસ્યની ચિરંજીવ લહરી રમી રહી. 'ઉંહ...' કહીને સ્મૃતિએ ખુરશીની પીઠ તરફ મોઢું છૂપાવી દીધું.

દાક્ષાયણી દેવીનું વદન પ્રસન્ન હાસ્ય તેજથી ઉજ્વલ બની ગયું.

સમાપ્ત

## લીલાવતી ગ્રંથમાળા

### વર્ષ ૧ લું

| | | |
|---|---|---|
| વીરાંગનાઓની વીરહાક | ૦-૨॥ | |
| રાસ રમણા [બી.આ.] | ૦-૧૦ | |
| અરક્ષણિઆ | ૦-૬ | |
| કલ્પનાના પ્રતિબિંબ | ૦-૮ | |
| ખાટીમીઠી બાળવાતો | ૦-૭ | |
| સમયના વ્હેણુ | ૦-૬ | |
| ગૃહનીતિ | ૦-૧૨ | ૦-૧૪ |
| સોરઠી વિભૂતિઓ | ૦-૧૦ | ૦-૧૨ |

### વર્ષ ૨ જું

| | |
|---|---|
| હેમા બહેન | ૦-૫ |
| વીરા ફીગનર | ૦-૬ |
| રસિયણના રાસ | ૧-૦ |
| પ્રતિભા | ૦-૯ |
| ગૃહશિક્ષા | ૧-૪ |
| સીમંતિની | ૧-૦ |
| ધૂપદીપ | ૦-૧૨ |

### વર્ષ ૩ જું

| | |
|---|---|
| કિલ્લેદારની કન્યા | ૧-૦ |
| સમાજની ભીતરમાં | ૧-૦ |
| સ્વર્ગની પરીઓ | ૧-૦ |
| ઉરદાહ | ૧-૮ |
| પરણ્યા પછી : ૧ લો | ૦-૮ |

### વર્ષ ૪ થું

| | |
|---|---|
| રાસ કસોટી | ૧-૦ |
| ગૃહ-લક્ષ્મી | ૧-૦ |
| પદ્મિની | ૧-૮ |
| બકુલાભાભી (મ.નથી) | ૧-૮ |
| પરણ્યા પછી : ૨ જો | ૧-૪ |

પ્રવીણ પુસ્તક ભંડાર : રાજકોટ

